# હિન્દી સ્વરાજ

કે

# સયતાની રાજ્ય.

વગેરે.

લખનાર —

માણેકજી એદલજી વાછા

ના "કાઉન્ટ ઑવ મોંટે ક્રીસ્તો," "શીવાજી,"
'ગોરડન પાશા,' "એદલકાકા," "ગુલશન,"
"હિન્દુસ્થાન નાઈટ્સ," "નસીબના
નખરાં," 'અફલાતુન અયદવાન,"
વગેરે પુસ્તકોના કર્તા.
ફ્રેરીટર રોડ, મુંબઈ, ૭



કીંમત— બાર આના

કાગળ તથા બુક વેચનાર —
શેઠ ફીરોજશાહ મુકાદમ,
ચોપડીઓ વેચનાર, બજારગેટ સ્ટ્રીટ,
કોટ, મુંબઈ ૧.

# કરોડ રૂપીઆમાં સ્વરાજ !

## મરાઠા તવારીખનો ગઈ સદીનો એક સફો.

લખનાર—માણેકજી એદલજી વાછા.

તે "ખલીફ હારૂન-અલ-રશીદ." 'બાહીરજી બળવંત', "પાંડુરંગ હરી," "બાપુ બ્રાહ્મણ," "૧૮૫૭ નો બળવો," "નાના નોવેલો," ઇત્યાદીના કર્તા.

હકબંધ તથા છુટક વેચનાર:—

મી૦ પીરોજશાહ મુકાદમ, બુકસેલર, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ, ૧.

### ખુલાસો.

સ્વરાજ દેશીઓનો બાશ કરાવતી "અક્કલમંદ અરદવાન"ની ચોરસઠ પાનાની નવલ કથા ગાડી વીસસો વર્ષ અગાડીનો ઇરાની કીસ્સો રજુ કરે છે. એ પરથી અત્યાર આગમચ ચાલતી હિંદી "સ્વરાજ" હીલચાલોની સંક્ષેપ તવારીખ પણ એ વાર્તા સાથે શા માટે દાખલ નહીં કરું તેના વીચારમાં હતો, તેટલાં ઘણેક ઠેકાણેથી 'સ્વરાજીઓ' લખલ પોતાને ઓળખાવનારાઓને મ્હોંડેથી આગલા હીંદી ઇતીહાસ માટે તદન ખોટી લંબાસો બાર બાહીતગારોના મન પર પોતાની ચોક્કસ મતલબો માટે ઠસાવતાં જોઇ પુરા આકારમાં જાહેરાત આપવા મેં નક્કી કીધું. બળવાન મરાઠા અંગ્રેજોની આગમચ અહીં રાજકારભાર કેમ ચલાવતા તેનો થોડો જેટલો સુધારો ફક્ત પચીશ ત્રીશ વરસની ટુંક તવારીખમાં આપવા અર્થે આ આખ્યાયક લખી છે. વાર્તાના શોખીનોને "કરોડ રૂપીઆમાં સ્વરાજ !" તેના બેવડા "અક્કલમંદ અરદવાન"ની વાર્તા સાથે ચોરીવાસી પાનામાં બાર આનાની કીમ્મતે બાંધેલી જડશે, જ્યારે ફક્ત તવારીખનાં શોખીના માટે આ "કરોડ રૂપીઆમાં સ્વરાજ" વીશ પાનામાં ચાર આનાની કીમ્મતે બાહેર પાડી છે.

આટલી બીના ધ્યાનમાં રાખવી કે હાલની હીલચાલનું વર્ણન જાતી અનુભવથી તરેહવાર કોમોનો વીચારો સમજી ટપકાવ્યું છે. ફક્ત વર્તમાન પત્રો પરજ આધાર રાખ્યો નથી, પણ રસ્તે, શેરીએ, કસ્બો, ટ્રેનો, ગામો, બજારો વગેરે ઠેકાણે ચુપચુપ ફરી સાંભળીને કીધું છે. ખરેખરી સ્વતંત્ર કલમ આ લેખકની વાજબી વખાઇ છે. છતાં, પેસાના પુંજારી "સ્વરાજીઓ" તેમની ચાલુ જાહેર રીતીઓ પ્રમાણે ગમે તે ખોટી અર્થ ઉઠાવે તેની રતીભાર દરકાર નથી. ઠગબાજી કોઇ દી છુપી રહી નથી અને રહેનાર નથીજ. એટલું ધ્યાનમાં રાખવું કે અગાઉના હીંદી રાજકર્તાઓ અને હાલના યુરોપીઅનોના સમાગમમાં આવેલા અને બીજા સ્વચ્છ દેશીઓની પેઠે યુરોપીઅન કેળવણી લીધેલા બાહોશ રાજકર્તાઓ અને દેશી મોટા અમલદારોમાં મોટો ફરક છે, અને તેથીજ આજના "સ્વરાજીઓ"ની બદનીયતી આગળ વધી શકતી નથી, એ હીન્દ માટે સારી આશાનું કીરણ છે. એટલું જણાવી હાલ ખરેખો વિષય શરૂ કરશું.

# કરોડ રૂપીયામાં સ્વરાજ !

એક કરોડ રૂપરડીમાં 'સ્વરાજ !' ખાસ્સી વાત ! અમેરીકાના યુનાઈટેડ સ્ટેટસ, ફરાંસ,
વગેરે પ્રજા સત્તાક રાજ્યો " સ્વરાજ " છે. એ લોકનો મોટો ભાગ સમજતો જણાય છે,
પણ હાલ આપણામાં જે " સ્વરાજ સ્વરાજ " કરી બોલે છે તે તો પોતીકાં ફક્ત ખીસ્સાં
તર કરવાની, અને નાલાયક છતાં મોટા ઓદ્ધા પર આવવાની ટક મળવા માટે બોલે છે.
ખરી રીતે " સ્વતાત રાજ " તેમને માટે છે, પણ આ હીકમતીઓ અજ્ઞાનોને ભમાવવા
" તાત " શબ્દ કાઢી નાખી રહ્યા છે. " સ્વરાજ " શબ્દ કાંઇ હીંદમાં આજકાલનો નથી.

મુસ્તીઓનો મહાન નાશ કરનાર અને મુરતી પુજકોની નાહક કતલ કરાવનાર ઇસ્લામી
[illegible]રંગઝેબ પાદશાહે [ જન્મ તા. ૨૪ મી ઓક્ટોબર ૧૬૧૮–મરણ તા. ૨૦ મી ફેબરૂ-
આરી ૧૭૦૭. ] નરમદા નદીની ઉતરે સંપુર્ણ અને દક્ષીણે મહારાષ્ટ્રનાં થોડે ભાગે ઇસ્લામી
[illegible] [illegible], ત્યારે પણ તે વખતના ઇસ્લામીઓને મનસે " સ્વરાજ " હતું. ત્યાર પછી
[illegible] [illegible] ૧૭૮૪ માં અપ્રાસીઆબ ખાન વગેરે ઇસ્લામી મહાન પુરૂષોની કમકમાટ ભરેલી
કતલો પછી સીંધ્યા, તે વખતના દીલ્હીના નબળા તથા નામના પાદશાહ પાસેથી પુનાના
રાજ કરતા મરાઠા માટે વકીલાએ–મુતલક યાને પેશવાઇ ( વડું પ્રધાન પદ ) મેળવી
શક્યો, અને જે આપખુદ પેશવાઇ સત્તાની બરકતથી પેશવાઓ જે ગમે તે દોર ચલાવવા
લાગ્યા, તે વખતને પણ હીંદુઓએ " સ્વરાજ " મળેલું ગણ્યું. આ પેશવાઇ હકુમત દર-
મ્યાન ( લુચ્ચા લફંગા બદમાસો શીવાય ) રાંક તવંગર તેમજ નીરધન રૈયત પર કેવા
કમકમાટ ભર્યા આજાઓ રશી હરકત વગર ગુજારતા, તે વાંચનારને ખૂદ હીંદુ તથા ઇસ્લા-
મીઓએ લખેલાં દફતરો પરથી જણાશે. " જ્ઞાન વર્ધકમાં " હાલ આવતી " બાહીરજી
બળવંત, " તથા " પાંડુરંગ હરી," " આમીર અલી " વગેરે ગુજરાતી કથાઓ થોડે હીસ્સે
પણ ખ્યાલ આપી શકાશે. હાલમાં " સ્વરાજનો " હીંદુ–ઇસ્લામીઓ જે અર્થ બાતેનમાં
કરે છે. તે એવોજ છે તેમાં રશો શક નથી. ઇ૦ સ૦ ૧૯૨૦–૨૨ ના માલેગામ, ધારવાર,
મલબાર, મુંબઇ, મધરાસ, ચઉરા ચઉરી, વગેરે ઠેકાણેના બળવાઓ અને હુલ્લડો જીવતા
દાખલા છે. આપણા " સ્વરાજના " મુખીઓ તેમની વીરૂદ્ધના હીંદુ વગેરે પર ખુનરેજી,
લુટ, વગેરેનો ત્રાસ વરસાવી રહ્યા, અને આખરે " રાજા " પોતાને ગણાવવા લાગ્યા, તે
બનાવને તેમના ખુદ હીંદુ " સ્વરાજના " હીમાયતીઓએ અને ખુદ તેમના જાહેરાંધ મુખી-
ઓએ આ હીચકારાં ખુની કામો માટે, ધીક્કાર દરશાવવાને બદલે, સામી ખુશાલી જાહેર કીધી
હતી. એજ સ્પષ્ટ દેખાડે છે કે એ મઉલાઓ, સંતો અને ગણત્રીના " ખોરદેહ અવરતા " પદના-
રાજાઓનો બાતેનનો વીચાર કેવો છે. જબરદસ્તી, લુટફાટ તથા ખુનરેજી કરવા કરાવવાનું
[illegible] રાજ થઇ પડે, તેને તેઓ " સ્વરાજ " ગણાવે છે. દમદાટી, જોર જુલમ, ખુનરેજીનું
[illegible] રાજા એ મહાન ઠગો પાછા સ્થાપવા ફક્ત માંગે છે. મુંબઇના હુલ્લડ દરમ્યાન ફેલેલી
ખુનરેજી અને લુંટફાટ માટે જાહેર ઢંગી ખબર બાહેર પાડવામાં આવી હતી કે કેટલાક સ્વ-
રાજના મુખીઓ રડયા ! (પારસી સ્વરાજીઓએ પણ તેમ કીધું કે તે જણાવવામાં આવ્યું
નથી ) પણ ખરેખર રડયા હોય તો કોણ માટે ? શું તેમના દુષ્ટ વીચારોની સામે થનારાં-
ઓના નાશ માટે ? ખચ્ચીતજ નહી ! ફક્ત બેવકુફના બેવકુફોજ તે માની શકશે. [illegible] તો

સ્વરાજી પક્ષે રચેલાં કાવતરાંના તેમનીજ પક્ષવાળાઓ વાજબી બ્રીટીશ લશ્કરી શીક્ષાથી ભોગ થયા અને પકડાયા, તેમતેજ માટે; પણ જો ખરેખર રડ્યાં હોય તો પછી જે રીતીઓને લીધે એવું પરીણામ નીપજ્યું હતું, તેજ રીતીઓ પાછી ચાલુ કેમ રાખે છે? શું તેઓ પોતે સંભાલ રાખી સપડાતાં નથી તે માટે? એક ખાપલા ખુનીએ વડાઇથી જણાવ્યું કે તેણે પંચોતેર હીંદુઓના ખુનો કીધાં. શું આ "તેજ" કામ? વળી કેટલાક ઉંધી અકકલનાં યા મતલબીઆંઓ કહે છે કે સ્વરાજી મુખીઓની પુંઠે ચાલનારાં લાખો ગુલામડાંઓ છે. હશે! તેમ તો કરપીણ નાના સાહેબ યા ટોંકુ પંત, વાસુદેવ બળવંત, ધીંગરા વગેરેના. શું થોડા હીમાયતીઓ હતા? નીરો અને જોહાકના પણ શું કમી હતા? હડતાલો, દમદાટી, લુટફાટ અને લાગારૂપે તેમના અપવીત્ર ફંડોમાં વધારો કરવાની તેમની રીતીઓ લગભગ દરેક દેશીને માલમ હોવીજ જોઇએ. તેઓ જાણે છેજ કે તેમની પેહેલી અને છેલ્લી રીતીથી ગરીબ માણસોના ખાધા પીધાની દરરોજની જરૂરયાત ચીજોના ભાવોમાં કેટલેક અંશે વધારો થયો છે. એજ દેખાડે છે કે સ્વરાજી મુખીઓ ખરેખરા કેવા દેશ હીતકારી છે. જલ્યાનવાલા બાગ! આગલથી સ્વરાજીઓએજ રચેલો બળવો દાબી દેવા વાજબી રીતે બલવાખોરોને શીક્ષા કીધી (લેકીન, બલવાખોરો હારી જ્યારે પાછા ફરતા હતા ત્યારે વધુ શીક્ષા અટકાવવી જોઇતી હતી. એ દરેક કબુલ કરશે છતાં) પણ એ બલ્વો જગાડવા જે બદમાસોએ આગમચથી ઉશ્કેરણીઓ કીધી, તાગરો રચ્યો, લખાણો કીધાં, તેમને માટે ચુપકીદી કેમ અખત્યાર કરવામાં આવી છે? ખુદ મુંબાઇમાં એ બલવાની સતર દહાડા અગાડી તે તરફ થનારાં કાંઇ ભયભીત રમખાણોની અફવાઓ ચાલુ રહેલી હતી, તેજ દેખાડે છે કે એ અજીમ ગુનાહના કરાવનારાઓ મુંબઇમાંનાજ હોવા જોઇએ. તા. ૧૭ મી નવેમ્બર ૧૯૨૧ના મુંબઇના થનારાં હુલ્લડની અફવાઓ દોઢ અઠવાડ્યાં (તા. ૫મી) આગમચ મુંબઇના દેશીઓમાં ફેલાયલી હતી, પણ તે દીવસ તા૦ ૧૮ મી માટે બોલાતો હતો, એ પણ શું દેખાડે છે? કે ખુદ મુંબઇજ એવાં પ્રપંચોનું ધામ હોવું જોઇએ.

પણ એ બીનાઓ હાલ તરત પડતી મેલી "એક કરોડ રૂપીઆમાં સ્વરાજ!" ની મુળ બાબત પર આવીશું. આ એક ઇ૦ સ૦ ૧૮૧૬–૧૮માં બનેલો મરાઠા તવારીખનો સેહેલો છે.

તા. ૨૫ મી અકટોબર ૧૮૦૨ માં લોની અને હડપસર વચ્ચે યશવંતરાવ હોલકર અને સીંધીઆ વચ્ચે ચાલેલી લડાઇને પરીણામે હોલકરની જીત થવાથી બીજો બાજીરાવ પેશવા પોતાના સાત હજાર મરાઠા લશ્કર સાથે સીંહગઢ નાસી ગયો હતો, અને લડાઇના દંડ તરીકે હોલકરે મહીના સુધી પુના શેહરને લુટ્યું; છેલ્લાં, જાણીતા ચીંતુપંત તથા વીજુનાથપંતને કામે લગાડી પૈસાદારો તથા મધ્યમ વર્ગ પાસેથી મોટી રકમો મેલવ્યા પછીજ લુટાણું બંધ કરાવ્યું હતું.

સીંધ્યા સાથે હોલકર લડતો પુના નજદીક સંગમ આગળ જઇ લાગ્યો, જ્યાં કુશીઆરી વાપરી ઘણી સરસ રીતે કરનલ કલોઝે રેસીડન્સીનો બ્રીટીશ વાવટો સૌ જોય તેમ ફરફરતો મેલ્યો હતો. આ જોઇ ઘોડેસ્વાર હરીફ લશ્કરોએ વધુ આગલ પગલાં ભરવાનું પડતું મેલ્યું. બીજા હાથ પર સીંહગઢના અજીત ગણાતા ઉંચા કીલ્લામાં ત્રણ દીવસ આસરો લઇ બાજીરાવે રાયગઢ તરફ કદમ ફેરવ્યાં, ત્યાંથી તે મહાડ નાઠો, અને ત્યાંથી બ્રીટીશ સરકારનો આસરો લેવા માટે મુંબઇમાં રેહેવા મોકલ્યો. હોલકરનું લશ્કર તેની પુંઠે લાગેલું સમજી સેરન હુરેશના

કીલ્લામાં પોતાના લશ્કર સાથે બાજીરાવ જઇ ભરાયો. અહીં પણ થોડા દીન પછી તેવીજ ખબર સાંભળી રેવાદાંડા નાઠો. અહીં પેશવાની આજીજીથી મુંબઇની બ્રીટીશ સરકારે તેને અને તેના માણસોને લઇ આવવા એક બારકસ મોકલ્યું હતું, તેમાં સ્વાર થઇ તા. ૬ ઠી ડીસેમ્બર ૧૮૦૨માં વસઇ ખાતે બ્રીટીશ પનાહ હેઠલ જઇ લાગ્યો, જ્યાં તેજ દીને કરનલ કલોઝ પણ તેને જઇ મલ્યો. આ ઠેકાણે બાજીરાવ પેશવાને મરાઠા તખ્ત પર લાવી બેસાડવા મદદ કરવા માટે તા. ૩૧મી ડીસેમ્બર ૧૮૦૨માં પેશવાએ કેટલીક સરતો કબુલ કરી બ્રીટીશો સાથે કરારનામું કીધું, જેને વસઇનું કરારનામું કહે છે. પણ આ કરારનામું કર્યા પછી અને બ્રીટીશ પનાહમાં રહેવા છતાં તેના ખવાશ પ્રમાણે કરારનામાનું ઉલંગન કરી સીંધ્યા અને રગુજી ભોસલે પર છુપી રીતે પુના પર ધસી જવા હુકમો મોકલ્યા જે પાછળથી ખરડીની લડાઇ પછી શનવાર વાડાના મેહેલમાંથી બ્રીટીશો હાથ આવ્યા હતા. તેણે ધાર્યું કે વસાઇના કરારનામાનો સદંતર અનાદર સીંધ્યા તથા ભોસલે કર્યા વગર રહેશે નહી, અને તે રીતે, વખત આવવે, આ ખતપતી પેશવા તેનો લાભ લઇ રદ બાતલ ઠરવશે. પેશવાઓનાં છળ કપટો અને દગાબાજી કયો તવારીખ જાણનાર નથી જાણતો ? બ્રીટીશો સામે ભોસલેનો ધીક્કાર તો જાણીતોજ હતો. એટલે પેશવા તરફથી મળેલા છુપા સંદેશાઓને આધારે સીંધ્યાએ પોતાના વડા પ્રધાન યાદવરાવ ભાશકરને ભોંસલાની છાવણીમાં મરાઠા રાજ્યોનું એકત્ર જોડાણ કરી **બ્રીટીશોને હાંકી** કાઢવા ગોઠવણ કરવા મોકલ્યો. બન્ને જણાઓ બ્રીટીશોને ડાપ આપવી ચાલુ રાખીને ગુપચુપ લશ્કરી તૈયારીઓ કરતા ગયા.

બીજા હાથ પર બીજાંજ કરારનામાંની સરતોની રૂએ નીઝામની મદદ સાથે કરનલ સ્ટીવનસન અને જેનરલ વેલેસ્લીના ઉપરીપણા હેઠળ બ્રીટીશ લશ્કર બાજીરાવને પાછો પુનાના મસનદ પર બેસાડવા તે તરફ કુચ કરી ગયું. બત્રીશ કલાકની કુચમાં સાઠ મેલ જેનરલ વેલેસ્લીએ લશ્કર સાથે કાપ્યા અને તા. ૨૦ મી એપ્રીલે પુને પુગ્યો; બારસો યુરોપ્યન અને અગ્યારસો દેસી પાયદલ લશ્કર સાથે વસઇથી ઉપડેલો બાજીરાવ પુને ગયો અને **બ્રીટીશોની પનાહ હેઠળ** તા. ૧૩ મી મે ૧૮૦૩ માં પેશવા દાખલ મસનદ પર આખરે બેઠો. હવે પછીના બનાવ માટે એ સઘળું જાણવા જરૂરનું હોવાથીજ આ ટુંક તવારીખ અને નીચલો વાક્ય લખ્યો છે.

ઇ૦ સ૦ ૧૭૮૮ માં દીલ્હીની મોગલ શેહેનશાહી પાદશાહત દરબારી માહોમાહેની ખટપટને લીધે, એટલી તો નબળી પડી હતી કે તે વરસની અધવચ્ચે ગોલામ કાદીર નામના સરદારે ખજાનો, પાદશાહી જનાનો તથા મેહેલ ઉપ્રાંત દીલ્હી શેહેર બે માસ સુધી લુટી તથા ત્યાં ભયંકાર ખુનરેજી ચલાવીને નહી ધરાતાં શાહઆલમ પાદશાહને તખ્ત પરથી ઉઠાડી મેલી તે બાપડાની બન્ને આંખો પોતાના ખંજરથી ખાંચાઓમાંથી ખેંચી કાઢી, એટલુંજ નહી પણ આ રાક્ષસે બાપડા પાદશાહના ઝનાનાની કમનસીબ બાનુઓ પર ભર રસ્તે અને મેદાને આજાબ ગુજરાવી બેહુરમત કીધી હતી; આખરે જ્યારે મરાઠા લશ્કર ત્યાં જઇ લાગ્યું ત્યારેજ એ બાપડાંઓનો છુટકો થયો હતો. આ વખત પછી દહાડે દહાડે ઇસ્લામી પાદશાહત વધુ નબળી થતી ચાલી અને મરાઠા તથા બીજા હીંદુઓ વધુ પગભર થતા ચાલ્યા; તે વખતને હીંદુઓ "સ્વરાજ" મલ્યું કરી ગણવા લાગ્યા. પણ એ "સ્વરાજ" દરમ્યાન કેટલી અસંખ્ય ખુના મરકીઓ, લુટફાટો, જબરદસ્તીઓ, જે દરરોજ ચાલવા કીધી તે તો તે વખ-

તના ખુદ ઇસ્લામી તેમજ હીંદ લખનારાઓ જે હેવાલ લખી ગયા છે તે પરથી જણાશે. વાંચો ઇલીયટ્સ "હીસ્તોરીઅન્સ હીસ્તરી;" ગ્રાંટ ડફ્સ "હીસ્તરી ઓવ મરાઠા;" પરસનીસ, સરકાર, કરીખાન, ભંડારકર, રાનાડે, ડાભાડે વગેરેના પુસ્તકો.

બ્રીટીશે બાજીરાવ પેશવાને મસનદ પર બેસાડયા તે વખતે સર્વોતમ દીલ્હી પાદશાહત નહી જેવી હતી તે આપણે જોઇ ચુકયાં છીએ; તેને લીધેજ પેશવાઓ ઉપ્રાંત બ્રાહ્મણી તેમજ બીજા ક્રૂર અંમલદારો રાંક રૈયત પર જેમ ગમે તેમ જબરદસ્તી અને ખુનો કરાવતા હતા, એટલુંજ નહી પણ માણસાઇ દુશમનો—પીંઢારીઓ તથા ઠગો—સાથે ખાનગી રીતે ભાગ રાખતા હતા. દહાડે દહાડે પેશવા અને તેના અમલદારોની આપખુદી અને ખુનરેજી એટલી વધી ગઇ કે તેથી હીમતવાન બની ખુદ બ્રીટીશોને હીંદુસ્થાનમાંથી હાંકી કાઢવા પેશવા, તેના સેનાપતી ગોકલા, ત્રીમ્બકજી દાંગલીઆ, પીંઢારા તથા ઠગોની ટોલીઓના સરદારો, નાગપુર, બીરાર, જોધપુર, હોલકર, સીંધ્યા, માઇસોરના હીંદુ રાજાઓ, સરદારો વગેરે સાથે ગુપચુપ છુપુ કાવતરૂં ગોકલા સેનાપતીની આગેવાની હેઠલ રચવામાં આવ્યું (ઇ० સ० ૧૮૧૯–૧૮), અને આ "સ્વરાજ"ના કામ માટે બ્રીટીશ વગેરે લશકરો તથા પોલીસ ફોજો અને દેશી બ્રીટીશ ઓધેદારોમાં લાંચ આપવા એક કરોડ રૂપ્યા નીમકહરામ પેશવાએ ખાનગી રીતે બાપુ ગોકલાને આપ્યા. આ "સ્વરાજ"ના કામની શરૂઆત પારવતી ટેકડીના પવીત્ર ગણાતાં શીખર પરથી કરવામાં આવી, કે જે શીખર તલેટીથી બસો સોલ ફીટ ઉંચું છે, અને એ ટેકડી પુનાની હાલની વડી ટપાલ ઓફીસથી સાડાત્રણ મૈલ પર શંકર શેઠ રોડને છેડે આવેલી છે.

દશેરાનો તે દીવસ (તા. ૫ મી નવેમ્બર ૧૮૧૭) હતો. છેલ્લો પેશવા બાજીરાવ આ પારબતીના દેહેરામાં પુંજા કરતો અને બ્રાહ્મણો પાસે કરાવતો હતો, ત્યારે તેના સેનાપતી ગોકલાની સલાહને આધીન થઇ બ્રીટીશ લશકરની પોતાના બચાવમાં ઉભું રહેવાની નવી ગોઠવણ નીરમુળ કરાવવા બ્રીટીશ રેસીડંટ મોનરટુઅરટ એલ્ફીન્સ્ટન પર, તે અટકાવવા માટે, અપમાન ભર્યો પેગામ મોકલ્યો; આ પેલા "સ્વરાજ"નું પહેલું અને મરાઠા દેશ માટે આફતકારક પગલું હતું. જે બ્રીટીશ રાજે તેને દયાથી આસરો આપ્યો તેનેજ બેવફા થયો. માયાલુ બ્રીટીશ રેસીડંતની ઘણી બાબદોમાં નાખતીને તે, દેશી રીત પ્રમાણે, નબલાઇ સમજ્યો. હાલ પણ તેવોજ મામલો આપણે જોઇએ છીએ. બ્રીટીશોની સંખ્યા મરાઠા લશકર આગળ સરખાવતાં લોટમાં કાંકરા મીસાલ હતી, તેથી સેનાધીપતી ગોકલા તેનો લાભ લેવા તલપી રહેલો હતો. વળી બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવાની મરાઠા રાજ્યોની એક સંપીનું ફળ ચાખવાનું હતું. શું આ ટેકડી પરના દેવ દેવીઓ તે માટે મદદ નહી આવે? બ્રાહ્મણો અને ગોકલા સાથે, ક્રૂર પણ વેહેમી, બીજા બાજીરાવની પણ તે માટે પુર ખાતરીજ હતી કે જે વખત જતો તેમાં બ્રીટીશ સત્તાના દહાડા ગણાઇ ચુકયા હતા. દેવ દેવીઓને ભાંગી તોડી નખાવનાર એસ્લાતીક ઇસ્લામીઓની બીના તેઓ તદન ભુલીજ ગયા હતા, યા નવી બદનસીબીની હોંસમાં ભુલી જવાનો દેખાવ કરી રહ્યા હતા. પણ બીજી બાજુ બ્રીટીશ રેસીડંત બાહોશ મી० એલ્ફીન્સતન (જે પાછલથી મુંબઇનો ગવરનર થયો હતો) કાંઇ ખાંડયો જાય તેમ નહી હતું. તેને સેંજસાજ માલમ હતું કે તેના જુજ દેશી લશકરીઓને મોટી લાંચો પેલા એક કરોડ રૂપ્યામાંથી આપી ફોડવાની યાને ના ફરમાન થવાની કોશીશ કરવામાં આવી હતી. તેણે પેશવાને પારવતી પર સામો જવાબ મોકલ્યો કે

પીંઢારીઓને જેર કરવા કબુલાત મુજબ પેશવા જે લશ્કર મોકલવાનો હતો, ત્યાં મોકલી પેશવાઇ લશ્કરનું મન તેમાં રોકેલું રાખવું; જો કે બ્રીટીશ લશ્કરના કેટલાક અમલદારોને સેજ આગમચ બાતમી મળી હતી કે પેલા એક કરોડ રૂપીયામાંથી તો એ પીંઢારીઓને જરૂરની વખતે પેશવા તરફથી લડવા આવવા તેયાર રાખેલા હતા. તે વખતે રેસીડંટ તે માટે શકમંદ હતો. તો પણ આરબ, સીદી, ફ્રેંચ, મોઘળ, મુસલમાન, ગુજરાતી, ફીરંગીઓ અને મરાઠાઓથી રચાયલાં પેશવાઇ લશ્કરની જબરી મોટી સંખ્યા અને ચઉદ મોટી તોપો જોઇ રેસીડન્સી મદદ છોડી જવાનું વાજબી પગલું એલ્ફીનસ્ટને લીધું, અને ખરકી આગલ પોતાનું નહી જેવું નાનું લશકર લઇ ગયો. આસપાસની સરવે ટેકડીઓ પર પેશવાઇ લશકર જીતની હોંશમાં ધમાધમી કરી રહ્યું હતું. પારવતી પરથી તથા શનવારવાડાનાં નગારાં ખાંનાંમાંથી જબરદસ્ત નગારાંઓ ઠોકાતાં હતાં. "જરી પત્કા" અને નાના "ભગવા જીન્દા" વાવટાઓ ફડફડી રહ્યા હતા. આ દીવસે ખેતરોમાં અનાજ વગેરે વાવેતર તૈયાર થઇ દાંડાઓ પર જુમાઇ રહેલું હતું. શેહેરમાં હાથીઓ અને ઘોડાઓની અલગાર પર અલગાર ચાલુ રહી હતી. બ્રાહ્મણો અને ગોસાંવીઓ, [ ત્રીકબકજી દાંગલ્યા અને ગોકલા વગેરેની પેઠેજ, ] મુછ પર તાવ દેતા ફરતા યા લુટતા હતા; નીરદોસોની ખુનરેજી ચલાવવામાં પણ કમી નહી હતા. તમામ રેહેવાસીઓ સોલમે વરસે પાછી પારવતી પરથી નીકળેલી આ ન ધારેલી આફત જોઇ હેબત ખારી ગયાં હતાં. કેટલાંક તો ધારતીના મારીઆં યા આજામ ગુજારવાથી ઘેલાંગાંડાં થઇ આમતેમ ફરતાં હતાં, જો કે હજી પેશવાઇ રાજ હતું.

બીજા હાથ પર કેપ્ટન ફોરડ, લેફટનન્ટ કરનલ બર્ર, વગેરે જેવા બહાદુર બ્રીટીશો હીમ્મતથી, પેશવાઇ સરદાર ફરંગી ડીપેન્તો, નારૂપંત આપ્તે, માહદુરાવ રાસ્તીઆ, આબા પુરન્દરી, ત્રીકબકજી, ગોકલા, પ્રધાન મોરો દીક્ષીત વગેરે સામે પોતાનું જુજ લશકર છતાં લડયા. ઉપલા મરાઠા જોદ્ધાઓ 'જરી પત્કા' સાથે છ હજાર ચુનંદા ઘોડેસ્વારોની ટુકડીઓ સાથે પેહેલાં લડવા આવ્યા હતા. અફ્તા તફડીમાં ખેતરોમાંનું વાવેતર નો જાણે સહાયક થયું હતું. પેશવાઇ અમલદાર ફીરંગી ડી પેન્તોએ લશકરી ઠગબાજી ઘણીએ ચલાવી, છતાં તે દહાડેના અન્જામ માટે ગોકલાનાજ શબ્દો પ્રસંગોપાત થઇ પડશે. પણ તે અગાડી કલમનો ઘોડો આ ખુનખાર ઝપાઝપીનું બયાન આપવા આગલ કડપટાવીશું.

"હર હર માહાદેવ ! અલ્લાહો અકબર ! દીન ! દીન !" પોકારોથી તમામ પેશવાઇ લશકર જાણે તીડોનાં ટોલાં માફક ટેકડીઓ અને છુપાવાની જગ્યાઓમાંથી બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવા બાહેર આવી મેદાને પડયું. પારવતી દેવી અને તેની સાથના બીજાં દેવો ઉંચ્ચ્ન જગ્યેથી આનંદમાં તેમના શાહુશ કરમો શું જોતાં નહી હશે ? એ ઓરાઓ કોણ ? બાજીરાવ બીજાને ભલે બ્રીટીશોએ પોતાનું લોહી રેડી પેશવાઇ ગાદી પર બેસાડયો, પણ મુંગે મોંહોડે દુઃખ સહન કરનારા દેશીઓને પેશવાઇ દેશી અમલદારોના જુલમાતમાંથી છોડાવવાનો બ્રીટીશોને શો હક ? દેશીઓના બાબમાં એ તો પાંડવ કૌરવના વખતથી થતુંજ આવ્યું છે. પેશવા મહારાજે એક કરોડ રૂપ્યા ગોકલાને આપ્યા પણ સાથે વલી તે એકલાને ભમે તે કરે તે માટે પોતાની સહી સાથનો દસ્તાવેજ લખી આપી તેનો તે શુમારડો પ્રતીક બનશો તે શું ફીકર ? ગોકલા, ત્રીમ્બકજી અને બાજીરાવના ત્રીશુલે અત્યાર સુધી સર માલ્કમ અને એલ્ફીનસ્ટન સાહેબોને પીંઢારાઓની બાબદમાં ઠગ્યા કીધો, તે શું ફીકર જાય ? એમનેતે માલમ

નહી હતું, પણ દેશીઓને તો માલમજ હતું કે આ નાતંરસી ખુની પીંઢારીઓને બ્રીટીશો સામે લડાઇ કરવા સાત મહીના જેટલો પગાર આગ઼ પર આપેલો હતો; પણ તેજ વખતે ડોલ ઘાલી મરાઠા બચ્ચાઓએ એ પીંઢારાઓ સામે જાહેરમાં તીરસ્કાર દેખાડવાનું અને તેમને દાબી નાખવાના ઢોંગો ચાલુ રાખ્યા હતા. એ તો હલકા દેશીઓના બાબમાં બાપદાદેથી ચાલી આવ્યું છે અને અત્યાર સુધી છેજ. વળી હોલકર, સીંધીઆ, બીરાર, સતારા, નાગપુર, મ્હૈસોર, જોધપુર, ૮૦ હીંદુ રાજ્યોના અજીત લશ્કરો ક્યાં ગયાં ? ઇંગ્રેજ સરકાર તરફથીજ એક હજાર રૂપીઆનું માસીક પેન્શન ખાનાસ જેસવંતરાવ ઘોરપુરેને મોટી લાંચ આપી છુપી રીતે ક્રમે લગાડી બ્રીટીશ મોટા અમલદારોને ટાપ આપવી જે ચાલુ રાખી હતી તેનો અંત આખરે તે દીવસની અફૂઠા તકડીએ આણ્યો. બીજા હાથ પર મરાઠા રાજ્યના ખરા ખેરખાહો પણ હતા, પણ તે બહુજ જુજ. દાખલા તરીકે બાલાજી પંત નાથુ તદન સ્વતંત્ર ખવાસનો બ્રાહ્મણજ હતો; જેણે આવતી આફત માટે અગાડીથી પોતાના ઓળખીતા બ્રીટીશ અમલદારો આગળ ઇશારાઓ કરવા ચાલુ રાખ્યું હતું. તે વરસના દશેરાના દીવસથી એ ભોળા અજ્ઞાન અમલદારોની શુદ્ધી ઉઘડી. જ્યારે મામલો છેલ્લે પાતલે થયો ત્યારે ! કે જે વેળા તે વેળાની કરત ઇંડીઆ કંપનીનું તે બાજુ ફકત આઠસો યુરોપ્યન અને અઢાવીસસો દેશી લશ્કર શાંતીથી છાવણી નાખી પડેલું હતું બીજા હાથ પર તે વેળા પચરંગી કોમોથી પીંઢારાઓ સાથે—બનેલુ મરાઠા લશ્કર છવીશ હજારનું બનેલું મરાઠા બખરો યાને દફતરો જણાવે છે. કહે છે કે ઉપર લખેલા દીવસની આગલે દીને ( યાને તા. ૪ થી નવેમ્બર ૧૮૧૭ ) કેપ્ટન ફોર્ડ અને ડોકટર કોટ્સ શીવાય દરેક બ્રીટીશને તરેહવાર રીતે મારી નખાવવા છુપો પેશવાઇ હુકમ નીકળ્યો હતો. કેપ્ટન ફોર્ડને બાપુ ગોકલા સાથે સારી દોસ્તી હતી તેથી, અને તબીબ કોટ્સે પેશવાની બીમારીઓ વખતે સારો કીધો હતો તેથી ! ફોર્ડને જેવી આ કાવતરાંની ખબર મળી કે ઘટતે ઠેકાણે ગુપચુપ ખુલ્લું કરવાના ઝડપી ઇલાજો તેણે લીધા. જેનરલ સ્મીથને પણ ચાર દીવસ આગમચથી છુપી બાતમી મળ્યાથી ધચુપચુ વડી સત્તાના હુકમની રાહ જોયા બદલે હુંશીઆરીથી તેણે બચાવ માટે તતકાળ ઉપાયો લીધા. તેણે ગોદાવરી પરના ફુલટામ્બા ખાતે નાનું લશ્કર ભેગું કીધું અને એક ટુકડીને સીરૂર તરફ રવાને કીધી. રેસીડંટ એલ્ફીન્સ્ટનને કહેવાડયું કે તેમની વચ્ચેનો ચીઠીપત્રનો વહેવાર જો અટકે તો પેશવાઇ લશ્કરે લડાઇ શરૂ કીધી કરી માની લેઇશ. તા. ૩ જી નવેમ્બરે એલ્ફીન્સ્તને બ્રીટીશ લશ્કરના સીરૂર છાવણી નાખી પડેલા મોટા ભાગને પુને બોલાવ્યો, તેની હીલચાલની ખબર ત્રીમ્બકજી અને ગોકલા તરફથી પેશવાને પારવતી દેહેડાં પર મળી અને તેને આધારે વધુ વખત ઢીલ નહી કરવાના ઇરાદાથી લડાઇ માટે નગારાં ઠોકવામાં આવ્યાં, પણ તેજ વેળા પેગામચીઓ મોકલી એલ્ફીનસ્ટનને વધુ ટાપ આપવાનું ચાલુજ રાખ્યું. પણ આ વખતે રેસીડંટ વગેરે બ્રીટીશ અમલદારોની આંખો ખુલ્લી ઉઘડી હતી. મોટા ગણાતા કેટલાક કપટી દેશીઓ પર કેટલો ભરોસો મુકવો તે તેમને હવેજ માલમ પડયું. ભલો ભોળા દીલનો સરજોન માલકમ પણ હવે ખબરદાર બન્યો. તે એક મહાન મુસાફર હતો, છતાં આ મરાઠા ઘુટ્ટ એકસપી માટે કેમ બેપરવા રહ્યો તે સમજી શકાતું નથી. દેશીઓની ટાપ આપવાની તરેહવાર રીતોનું તે ફકત પરીણામ હતું.

તે દીવસની ખુનખાર ઝપાઝપીનો વીગતવાર હેવાલ વાંચનારને સર જોન માલકમ, ગ્રાંટ ડફ, કીન્કેડ, પરસનીસ, સરકાર, વગેરેના પુસ્તકોથી મળશે.

ફક્ત અહીં એટલોજ ખુલાસો કરવો પુરતો થઇ પડશે કે મરાઠી પ્રખ્યાત ઝુંડે "જરી પટકા" (ઇરાની "કાબ્યાની ઝુંડા" જેવો) લડાઇના મેદાનમાં લઇ જતી વેળા શરૂઆતમાં તેની કાઠી આગળથી ભાંગી, જેને વેહેમી મરાઠાઓએ અપશુકન ગણ્યા. પણ ખરેખર! તે દીવસની ઝપાઝપીઓથી અજીત્ય ગણાતા મરાઠા રાજ્યના ખરડાનો કાઠો ભાંગી ગયો હતો, અને તે પણ બ્રીટીશો કરતાં સાડાસાત ઘણું વધારે લશ્કર અને જબરદસ્ત ખાનખરાબીના હથ્યારો છતાં. કરનલ બરરની એક બાજુ લકવાથી પીડાતી હતી, છતાં લડાઇની હરોળમાં તે આવતો હતો. તેની નજદીકમાં તેના બે ખીદમતગારો માર્યા ગયા; તેનાં પોતીકા ઘોડાના આગલા પગે ગોળી લાગી અને બીજી તેની ટોપીમાંથી પસાર થઇ હતી. કેપ્ટન ફોર્ડની ટુકડીમાંથી લાંચ રૂશ્વત અને તેમના કુટુમ્બો સાથે વહેવાર નહી રાખવાની યાને અસહકાર કરવાની દેશી બદમાસોથી ધમકીથી ડરી જઇ મરાઠાઓ બેવફા બની ચાલી ગયા, એટલુંજ નહી પણ નવા રહેલા દેશીઓ પણ બળગા થવાથી તેમને એ બહાદુર સરદારે તુરતા તુરત રૂખસુદ આપી. ખરકીની આ લડાઇમાં આઠસો યુરોપ્યનો અને ઘણુમાં ગણ્યા અઢાવીસ સો દેશી લશ્કરીઓએ બ્રીટીશો તરફથી ભાગ લઇ ચઉદ મોટી ટોપો વાળાં છવીસ હજાર માણસના મરાઠા લશ્કરને સખ્ત સીકસત આપી હતી. બ્રીટીશોના છેયાસી જોદ્ધાઓ માર્યા ગયા હતા, જેમાં સામી બાજુથી લડતા છપન દેશીઓ હતા. બીજા હાથ પર માર્યા ગયલા તથા ઘાયલ થયલા મરાઠા પાચસો લશ્કરીઓની ખુવારી મરાઠા બખ્ખરોમાં નોંધાયલી છે. બીચારો મોરો દક્ષીત પોતાનાજ મીત્ર કેપ્ટન ફોર્ડના લશકરની એક ગોળીથી ઘાયલ થયો હતો, જે રાજ કાયદા મુજબ પેશવાં તરફથી લડાઇમાં જોડાયો હતો.

બ્રીટીશ એલચી ખાતું તો તેમાંના સરસ દેશી પુસ્તકખાના સાથે આ લડાઇ આગમચ લુંટીને બાળી નાખવામાં આવ્યું હતુ. હીંદ તવારીખના પુસકલ કીમ્મતી હાથ પુસ્તકો એમાં હતાં. બ્રીટીશ દેશી લશકરના જે પણ કુટુમ્બીઓ શેહેરમાં મરાઠાઓ અને તેમની પક્ષનાઓના હાથમાં આવતાં તેમને લુંટી બે ધડક ઘાતકી રીતે મારી નાખતાં હતાં. ખુદ બ્રીટીશોની ધોરો વતીક ઉખેડી નાખી ચુંટી પીખી નાખવામાં આ બદમાસ દેશીઓ મજાહ માનતા હતાં એ સઘળુ પેલા પ્રખ્યાત એક કરોડ રૂપીયાના પ્રતાપે હતું. છતાં બંધવા દાખલ પકડાયલા અને શેહેરમાં ઘેરાયલા ગણતરીના થોડા જાણીતાઓને ચોક્કસ શરતોએ બ્રીટીશ છાવણીમાં પાછા ફરવા ઠાવકા પેશવાએ પરવાનગી આપી હતી. પુના શહેરમાં ઘેરાયલાઓમાં એલચી એલ્ફીન્સટનનો મુનશી હતો. પોતાના ઘરના બચાવ અરથે રખેવાળી દાખલ તેણે આરબોની એક ટુકડી રાખી હતી. લડાઇ તાંકણે જ્યારે તેના ઘર પર લુચ્ચા લફંગાઓએ હલ્લા શરૂ કીધા ત્યારે થોડા દહાડા સુધી તેઓએ હીમ્મતથી બચાવ કીધો: આખરે ગોકલા સેનાપતીએ મુનશીને કબુલાત આપી પોતા આગળ બોલાવ્યો. મુલાકાત વેળા ઘણા શખ્સો હાજર હતા. મુનશીને ગોકલાએ એક દસ્તાવેજ નાઠેલા પેશવા બાજીરાવની સહી સાથનો દેખાડયો, જેમાં આ સેનાપતીને ગમે તે કરવાની છુટ આપી હતી. આ ગુલામી ખત દેખાડયા પછી થોડીક પરચુરણ વાત કરી કહ્યું:— "તારો શેઠ મારો જુનો મીત્ર હોવાથી શેહેરમાં મેં તુંને આશરો આપ્યો. હવે આપણે એકેકના દુશમનો છીએ. કોણ ફાવે છે તે હવે જોવાનું છે. પાસો નખાઇ ચુકયો છે (યાને ખરકીની લડાઇ થઇ ચુકી હતી). જો કે હું ધારતો હતો તે કરતાં ઉલટુંજ પરીણામ શરૂઆતમાં આવ્યું છે, પણ તારા શેઠને જણાવ કે દેર વેર અમે પુરા

પડીશું. તલવારો હાથમાં રાખી જીવ જશે ત્યાં સુધી અમો લડીશું, લડીશું અને લડીશું." એક કરોડ રૂપીઆમાં હીંદમાંથી બ્રીટીશોને હાંકી કાઢવાનો ફાંકો રાખનાર પહેલા જ અક્ષર ધરાવતા આ ગોકલાના શબ્દો હતા. હાલના વખતનું કેવું મળતાપણું ? વળી ગુલામી ખત પણ ! બ્રીટીશો કરોડો રૂપીયા ખરચી તમામ દુન્યાના માણસાઇ ગુલામોને છુટાપણું બક્ષીને જાહેરદાન નામના મુકી ગયા છે, જ્યારે હાલના વખતના અજ્ઞાનો કહો યા બદમાસો કહો યા આપ મતલબી કહો ગુલામો બનવા આતુર બનેલાં જણાવવામાં આવે છે.

આપણે ખરકીની લડાઇની ચાર દીવસ આગમચથી બાતમી મેળવનાર જેનરલ સ્મીથ માટે ઉપર લખી ગયા છીએ. એલચી સાથનો દસ્તાવેજી સંબંધ તુટી ગયલો જણાતાંજ તે શુરો સીરૂર છોડી પુને આવવા નીકળ્યો. રસ્તામાં મરાઠા ઘોડેસ્વાર લશકરીઓ સાથે ઝપાઝપીઓ થયા કીધી. તેની પાસે ઘોડેસ્વારોની અછત હતી. આખરે તે તા. ૧૩ મીએ પુનાની સરહદે જઇ લાગ્યો. અહીં પેશ્વાઇ જોર જુલમથી ત્રાસ પામી ગયલા કેટલાક જાગીરદારો પોતાના લશકરીઓ સાથે સામેલ થયા. તા. ૧૬ મીની સાંજે નાળું ઓળંગી ગોરપુરે ગામમાં જવા એક ટુકડીને તેણે રવાના કીધી, જેમ કરતાં મારીયા ગયલા તથા ઘાયલ થયલા ચોરીયાસી માણસ તેને ગુમાવવા પડયા, પણ રાત્રીએ તેમને કોઇએ હેરાન કીધા નહી. બીજે દીને સહવારના ધુમસ વીખરાવા માંડતાં તે આગળ વધ્યો, અને પેશ્વાઇ લશકરની છાવણી આગળ જઇ પુગતાં તેને તે પેશ્વાઇ લશકરીઓએ છોડી દીધેલી જણાઇ. બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવાનો ફાંકો રાખનારા ગોકલા અને બાજીરાવ બન્ને ( હીમાલયને બદલે ) સતારાના ઉંચા પહાડ પર નાશી ગયા હતા. તે દીને યાને તારીખ સતરમી નવેમ્બરે ( એટલે ખરકીની લડાઇ પછી બારમે દીને) તમામ શહેરનો કબજો જેનરલ સ્મીથે લીધો. થોડા વખતમાં તેની બાહોશીથી ખુનો અને લુટફાટથી ધ્રાસતી થઇ ગયલા પુનાવાસીઓમાં આશાનું કીરણ પ્રગટી નીકળ્યુ. શાંતી અને સલાહ સંપજ થોડા કલાકમાંજ મોટે ભાગે પંઢરાઇ ગઇ. [illegible], કરૂર ખુની બ્રાહ્મણો, ગોસાંવીઓ અને જાસુનું કામો કરવા કામે લગાડેલા પર કોમી મેર એકા એક દપટ મારી ગયા. જેનરલ સ્મીથે શાંતી પકડી, પાંચ દીવસ પુને રહી, સીંહગઢ યાને કોનડાનાના ઉંચા કીલ્લાની આસપાસની કેટલીક તોપો પકડી. સતારાના રાજાને જોર જુલમથી પેશવા બાજીરાવ પોતા સાથે રાખતો હતો તે બીનાની માહીતી બ્રીટીશોને પડેલી હતી; તેથી માહોલી યાને પેશવાની પુઠે એક ટુકડી તા. ૨૨ મી નવેમ્બરે મોકલી, અને વાસોટા ખાતેથી સતારાના રાજા, તેની મા અને બાઇઓને પોતાની છાવણીમાં લાવવા જેનરલ સ્મીથે લશકરી ટુકડીઓ રવાનાં કીધી; પણ રાજા આવી પુગે તે આગમચ પેશ્વાની પુઠે સ્મીથ માહુલી છોડી ગયો, જે પનડરપુર બાજો. ત્યાંથી પેશ્વા નાશી જુનેરની ઉત્તરે આવેલા લાગ ઘાટ ચઢી બ્રામનવારીમાં ભરાઇ બેઠો. આ ઠેકાણેની ખીણોમાં ત્રીંમકજી ડાંગલાએ લશકર આણી બચાવ કરવાનું બીડું ઝડપ્યું. અહીં સતારાના રાજા અને તેના કુટુમ્બને પણ તેમની મરજી ઉપરાંત લાવવામાં આવ્યું. તરેહવાર ઠેકાણેથી નાશયે આખરે પેશ્વા આશરે પચીશ હજાર આરબ, ગોસાંવી, મરાઠા વગેરેના લશકર સાથે ભીમા નદીના કીનારા પર આવેલાં કોરેગામ આગળ તા. ૧ લી જાનેવારી ૧૮૧૮ એ સર સમારી જંગી સામી બાજુએ ઉંચી સલામત જગ્યે જોતો બેઠો. દરમ્યાનમાં ભીમા નદી હતી. અંગ્રેજી લશ્કર પાંચસો માણસનું બનેલું હતું, તેનાં ત્રણસો તો નવા ભરતીઓ હતા. આ ખુનખાર જંગમાં કેપટન ફ્રાન્સીસ સ્તાઉનતન, પ્રેજ્યન વીન્ગેટ, લેફ્ટનંટ સ્વાનસ્ટન, પ્રેજ્યન વાઇલી, લેફટ-

નરો ચીઝહોમ, ડોમાસ પેતીસન, જોનસ, વગેરેએ ઘણી બહાદુરી દેખાડી. જે પણ બ્રીટીશ ઘાયલ થયલો યા મરણ પામેલો પેસ્વાઇ લશ્કરીઓના હાથમાં સપડાતો તો તેનું ધડ શરીરથી જુદું પાડી નાખતા અને શરીર ચુંથી પીંખી નાખતા. બ્રીટીશ તરફ પોણી બસોની મરણ તથા જખ્મીની ખુવારી થઇ, જ્યારે પેશવાઇમાં પાંચસોથી છસો માણસોની હતી. કોરેગાંવનું ખુનખાર જંગ જ્યારે નવાં વરસ દહાડે ચાલતું હતું, ત્યારે પેસ્વા બાજીરાવ અધીરાઇથી પોતાની નજદીકના અમલદારોને તાણા મારતો "પેલા ગોકલા, આપા દેશાઇ અને ત્રીમ્બકજી (જેઓ જંગમાં મેદાને પડયા હતા) ની મોટે મ્હોંની દડાંગ કયાં ગઇ? પાંચસો બ્રીટીશોને જેર કરી નથી શકતા તો હીંદમાંથી કયાંથી હાંકી કાઢવાના હતા?" સતારાના રાજાને પોતા સાથે રાખેલો હતો તેણે તપતા સુર્યથી બચવા આફતાબગીર યાને પડદો મુંકયો, જે જોઇ તે કાઢી નાખવા પેસ્વાએ કહ્યું: "આ જોઇ ઇંગ્રેજો તરતજ એક ગોળો આ બાજુ છોડી દીધા નાખશે."

કોરેગાંવથી પેસ્વા નાસી કરનાટીક તરફ નાઠો, જેની પુઠે જનરલ પ્રીટઝલર પણ સાલ્પીઘાટ ઓલંગી ગયો. પણ ગુટપુરબા ખાતે પેસ્વા જઇ લાગતાં તે તરફનો મોટો વીસ્તાર ઇંગ્રેજોએ સ્વાધીન લીધેલો જોઇ અજબ થયો. આ કામ પેસ્વાઇ એદાદીથી કાયર થયલી દેશી રૈયતની મદદથી બ્રીગેડીઅર-જેનરલ મનરોએ બજાવ્યું હતું. અહીંથી નાઠેલો એક સંપીમાં જોડાયલા માઇસોરના રાજાની પનાહમાં આસરો શોધવા પેસ્વા તે તરફ ગયો, પણ માર્ગમાં જેનરલો મનરો, પ્રીટઝલર અને સ્મીથના સપાટામાં ઘેરાયલો જોઇ સાલ્પીઘાટ ઓલંગી સોલાપુર તરફ નઠો.

પણ પેસ્વાની અનેક દગાબાજી અને ઠાપગાઇની સર્વ બાબદો હવે પુરાવાઓ સાથે જ્યારે વાઇસરોય મારકવીસ ઓવ હેસ્તીંગ્સને મળી, ત્યારેજ તે બાહોશ બ્રીટીશ એનો સમુલગો નાશ કરવાના દહાપણ ભર્યા ઠરાવથી પેસ્વાઇ રાજ્યનો અંત લાવવા નકી કીધું. દેશી રાજ્યો અને દેશી મોટા અમલદારો અને ધર્મ ગુરૂઓના જુલમાત ભર્યા કામોથી તમામ રૈયત કાયર થયલીજ હતી. એટલે શાંતી સ્થાપવા માટે રૈયત અત્યાર આગમચ પ્રખ્યાત થયલા બ્રીટીશોને પનાહમાં જવા આતુરમંદ હતી. ચપરખંધા, બદમાસો અને ખુનીઓ સીવાય, દરેક રાંક રૈયત પાસે થોડી ઘણી દોલત સંઘરેલી તો રાજા સાથે દેશી મોટા નાના અમલદારો લુટી લેતા, એટલુંજ નહી પણ બે ધડક કશી સજા વગર ખુનો વટીક કરતાં, તેનો તેમને કહલો અનુભવ શું નહી હતો? તેને લીધેજ તે બાપડાંઓ જમીન ખરીદવામાં દહાપણ સમજતાં. નાહસ્તા પેસ્વાની પુઠે એક હાથ પર જ્યારે બ્રીટીશ લશકરનો એક ભાગ રોકાયલો હતો, ત્યારે બીજા હાથ પર મરાઠા રાજ્યની ધરતીનું બીજું મુખ્ય શહેર ગણાતા સતારાને જીતવા માટે બીજી બ્રીટીશ ટુકડી જેનરલ સ્મીથના ઉપરીપણા હેઠલ તા. ૭મી ફેબ્રુઆરી ૧૮૧૮ એ તે તરફ ગઇ. મરાઠાઓની નજરમાં આ કીલ્લો અજીત ગણાતો હતો, પણ તા. ૧૦ ફેબ્રુઆરીએ યાને ત્રણ દીસમાં તો તે પુનાની પેઠે બ્રીટીશોને તાબે થયો, કે તુરત કીલ્લા પર બ્રીટીશ વાવટો ઉરાડવામાં આવ્યો. આ પ્રમાણે પોતાની સર્વોપરી સત્તા દેખાડી બીજે દીને તે વાવટો ઉતારી, પેશ્વાઇ સત્તા નાબુદ દાખલ ઠેરવી, શીવાજી અને તેની પેઢીનો "ભગવા જીન્દા" વાવટો કીલ્લા પર બ્રીટીશોએ મોટું દીલ દેખાડી ઉડતો કીધો. તેજ વખતે બ્રીટીશ સરકારે ઢંઢોરો બાહેર પાડી બાજીરાવ પેસ્વાની સઘળી જાગીરજીઓ ટુંકમાં વીસ્તારી સર્વ સત્તા પરથી તેને નાબુદ કીધે. દખણના કોઇ પણ જાતના

રાજવહીવટમાં તેની યા તેના કોઇ પણ કુટુમ્બની સામેલગીરી નાબુદ થયલી ઠેરવી અને સર્વ સત્તા પોતા હસ્તક રાખેલી જાહેર કીધી. શીવાજી વંશના સતારાના રાજા માટે થોડો ભાગ અલાહેદો કાઢયો. સર્વને પોતપોતાનો ગમે તે ધર્મ બેધડક પાળવાની છુટ બક્ષી. ગુલામોને છુટાપણું બક્ષેલું જાહેર કીધું. સતીનો દયાહીન રેવાજ બંધ પાડયો. જોરાવર માતેલા કોઇ જોર જુલમ અને જબરદસ્તી કરતા પ્રબલ ગણાતા બ્રહ્મણો અને ગોસાંવીઓ, પીંઢારાઓ, ઠગો, તથા ખુનીઓના હાજા આથી ગગડી ગયાં હોય તેમાં નવાઇ નથી; સબબ તેમની જાહેર ઢોંગી હીલચાલોને આખરે બ્રીટીશોએ વાજબી સખ્ત ફટકો માર્યો, જેનો ચચરાટ એ દેશી કરપીનોના વંશજોમાં હજી કેટલો બધો છે તે તો બ્રીટીશ સામેની દુશમની વરેહવાર આકારે આપણે જોઇએ છીએ. બ્રીટીશો જો હીંદમાંથી વીદાય થાય તો એ ધારમીક વગેરેનાં ડોલ ઘાલમાલુ પીંઢારાઓ પાંડવ કૌરવથી તે પેસ્વાઇ વખત સુધીનું જંગલી ક્રુર જાનવરો જેવું જોર ચાલુ કરે. બ્રીટીશે વહીવત લીધો તે આગમચના સર્વ ખરેખરાં વતન, ઇનામી જમીનો, સાલ્યાના અને લવાજમો એક સરતે ચાલુ રાખવા ઠેરવ્યું અને તે એક ઢંઢેરાના દીનથી બે મહીનામાં એ સઘળાઓએ કોઇ પણ કીસમનો સંબંધ જાહેર યા ખાનગી રીતે બાજીરાવ યા તેની ટોલકી સાથે રાખવો નહી. જો વતનદારો તે છતાં ખાનગી રીતે પેસ્વાને યા પેશવાઇ અમલદારોને ભરણું આપે તો તેમનો જમીન પરનો હક ગુમાવેલો ગણાય. આ ઢંઢેરાથી બ્રીટીશો સામેના સર્વ છુપા બંદખોરો ગભરાતમાં પડયા અને તેજ વખતે તેમની આશા સદંતર નાબુદ કરવા નાહસ્તા પેશવાને પકડવા વધુ ચાંપતા ઇલાજો લીધા, એટલુંજ નહી પણ તેને હસ્તકના સર્વ કીલ્લાઓ એક હાથ કરવા જુદી જુદી ટુકડીઓને રવાના કીધી. જેનરલ સ્મીથ પણ ભાગતા પેશવા બાજીરાવ પાછળ મંડયો. આ સર્વ બનાવો બનતા હતા ત્યારે શોલાપુર નજદીક બાજીરાવ ડોમી મરહુમ શીવડેશ ભાઉ માન્કેસરના કારકુ પાસેથી જોર જુલમથી તે મરનારની નાણાની મોટી રકમ ખુંચવી શક્યો. આ માન્કેસર ખરકીની લડાઇ આગમચ ખુદ બાજીરાવનો એક સલાહકારી પ્રધાન હતો અને મરણ પામ્યો હતો. જે પ્રમાણે તા. ૧૦ મી ડીસેમ્બર ૧૬૭૮ માં ઔરંગઝેબે પોતાના એક બહાદર જોધપુરના મહારાજા સેનાધીપતી જેસવંત સીંગની તેની તરફથી જમરૂડ ખાતે લડતાં થયલાં મરણ પછી સરવ અસ્કેયામત કશાં કારણ વગર જપત કીધી, તેજ પ્રમાણે બાજીરાવે કીધું. નીમકહલાલ નોકરીના બદલામાં તેમની મીલકતોના કેવા હાલ હીંદી રાજકર્તાઓ તે વેળા કરતા, તેમાંના અસંખ્ય નમુનાઓમાં આ બે તપકાવ્યા છીએ. સર્વ જાણીતો આ માનીતો માન્કેસર જાહેર પુરૂષ હતો અને નાના ફડનવીસ સાથે તેણે પણ બ્રીટીશો સાથે સારૂં રાખવા બાજીરાવ પેશવાને સલાહ આપી; એટલુંજ નહી પણ બંદ ઉઠાવવાના પ્રપંચને તેણે ઝનુન કામ જાહેર કીધું હતું અને તેમાંથી સારો નતીજો નહીં મળશે કરી આગાહી કીધી હતી. તેમા મરણ બાદ ટુંક વખતમા તેની આગાહી કેટલી બધી ખરી પડી ? તેના આ વીચારો જાણી લીધા પછી પેશવા તથા ગોકલાએ તેને પણ દગ્યા કીધો. પણ એકાએક જ્યારે તેમની છેતરપંડીથી આ મહાન પુરૂષ જાગ્રુતો થયો ત્યારે બેધડક ધીક્કાર નાખવા ચુકયો નહીં. ખરેખરો મરાઠો મહાત્મા ! છેતરપંડી અને ખુનરેજીનો ખરો કટ્ટો વેરી. તુરેલાં જ્યારે તે મરણ પામ્યો. શાંતી ! એવા સારી નષ્ટાના ખરેખર દેશભક્તો હીંદ તવારીખમાં જવલેજ જણાશે. હમણાના બાહેરના દેખાવ કરનારાં ખાલી દેશી દેશ હીતકારીઓમાં ખપનારા અને તેને માન આપનારાં ગુલામડાઓ અસંખ્ય નજરે પડશે. હીંદ ! એટલાં તારાં હીન ભાગ્ય !

એવાં જ્યાં સુધી નાબુદ થશે નહી ત્યાં સુધી ઉંચી સપાટી પર આ દેશ પુગી શકશે નહી. "દેશ સેવા" આજકાલ તો ખાલી શબ્દો રૂપી ઢોંગ છે. તેઓ ખુદ પોતાના ખોદાને ઠગે છે તો આપણને કાં નહીં તેમની છેતરપીંડી ચુંગાલમાં ફસે?

પોતાના નીમકહલાલ અને મરદ સલાહકારી માન કેસરની અસકેઆમત લુટી લીધા પછી બાજીરાવને નાગપુરના રાજા તરફથી લશ્કરી મદદ મળી. જેની સરદારી ગનપટરાવે લીધેલી હતી. તે છતાં પેસવા ત્યાંથી નાસીને પંદરપુર તરફ ગયો. જેનરલ સ્મીદ તેની પુઠે દોડયો. અહીંથી તે વળી આશતાઠ નાઠો, પણ તા. ૨૦ મી ફેબ્રુઆરીએ સહવારના સાડા આઠ વાગ્યે શુરો સમીઠ નાની ટુકડી સાથે પેસવા છાવણીની નજરે પડયો. પેસવએ ગોકલાને તાણો મારી કહેવાડયું કે પેશવાઇ પીઠના લશ્કર અને અસબાબનો તું આ રીતે બચાવ કરે છે કે? ગોકલાએ ધીરજ રાખવાનો સંદેસો કહેવાડયો, અને આપા દેશાઇ નેપાન્કુંના સ્વાધીનમાં ચાર હજાર લશ્કરીઓને લડવા તૈયાર રાખવા કહી પોતે ત્રણસો ઘોડેસ્વાર લશ્કરીઓની ટુકડી સાથે શરૂઆતમાં આવેલી સ્મીઠની ટુકડી સામે બાઠાબાઠ લડવા તૈયાર હતો. ગોકલાના સલાહકારીઓએ તેને આ કામથી વાર્યો, પણ બ્રીટીશોના સુનંદા એક સરદારને જેર કરવાની હોંશમાં સમજ્યો નહી. "જે તે નીવેડો હવે લાવવા માંગું છું." તેણે ઉત્તર વાળ્યો. દોડતી ચાલુ મુસાફરીને લીધે નાનું બ્રીટીશ લશ્કર તદન હારેલાની તેણે ગણતરી કીધી હતી; તેણે ધસી જવાનું બીડું ઝડપ્યું. ચુનંદા ત્રણસો ઘોડેસ્વારોને લઇ તે એકદમ સ્મીઠની ટુકડી પર ધસારો લઇ ગયો, પણ કેપ્ટન ડેઓસે તેને ફાવવા દીધો નહી; તે પણ પોતાની વધુ નાની ટુકડીને ધસી આવતા મરાઠાઓની વચ્ચોવચ્ચ ઘુસાડી લઇ ગયો, અને થોડી મીનીટના અરસામાં તેમને વીખેરી નાખ્યા. એક બ્રીટીશ સ્વારને હાથે ગોકલા જમીન પર રગદોળાયો. મરવાની છેલ્લી ઘડી સુધી તે પોતાના દુશ્મનદલ સામે બાઠાબાઠ લડયો, અને પોતે ઇચ્છેલી વડાઇ મુજબ હાથમાં કલમ નહી પણ તરવાર સાથે આખરે મુરદું થઇ પડયો. તેની સાથે તેના બે સરદારો ગોવીંદરાવ ગોરપુરે અને આનંદરાવ બાબુર પણ માર્યા ગયા. મરાઠાઓમાં નાસભાગ ચાલી. કેટલાક હાથીઓ, થોડા લાયક સામાન અને ઘોડાઓ બ્રીટીશ ઇતબારના હાથમાં ગયા; પણ સહુથી અગત્યનો બનાવ તો ખુશાલી વચ્ચે 'મહાન' શીવાજીવંશના સતારાના રાજા, તેની મા, તથા તેના બન્ને ભાઇઓ બ્રીટીશ છાવણીમાં કેદીઓ દાખલ મેકલવાનો હતો. કોંકણી બ્રાહ્મણો અને બ્રીટીશ તરફ બેઠેલા થયલા બાજીરાવ પેશવાના સકંજામાંથી તેમનો આખરે બ્રીટીશેજ છુટકો કીધો હતો. એક કરોડ રૂપ્યાથી બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવાનો ફાંકો રાખનાર ગોકલાની કતલ થવાથી મરાઠા રાજ્યોએ રચેલી સર્વ બાજી ધુળે રગદોળાઇ. આસ્તાહની આ લડાઇ નાની હતી, પણ તેનું પરિણામ આખરી પેશવાઇ રાજ માટે તદન આફતકારક નીવડયું, અને તે ફક્ત બ્રીટીશ બોરડુએ એક માણસ માર્યો જવાથી તથા બીજા જખમી થવાથી થયું હતું. નાદરતા મરાઠાઓની ખુંખારી સો માર્યા જવામાં થઇ.

હોલકરની મદદ કોપરગાંવ આગળ મળશે એમ ધારી બાજીરાવ તે તરફ બાકીના લશકર સાથે નાઠો. અહીં સરદારો પતવરધનો તેને છોડી ગયા. ત્યાંથી હોલકરના લશકર ભેગો તે આઉંરથી થઇ નાગપુર નાઠો. અહીં આલણી રીત પ્રમાણે બ્રીટીશોને દાપ આપવા કરનાર નાગપુરી આપ્પા સાહેબ પોતાના ખરા આકારમાં અત્યાર આશમય બાહેર પડયો હતો. પેશવાના સેનાપતી દાખલ પ્રખ્યાત "જરી પટકા" ફડફડાવી મેદાને પડયો, અને પેશવા સાથની છુપી આગલી ગોઠવણ પ્રમાણે બ્રીટીશ રેસીડંસી (જે શેહેરની પશ્ચીમ તરફ સીતા બલ્ડી ટેકરી

તરફ હતી તે) પર ધસારો લઇ ગયો. જેનરલ ડોવેટન વધુ લશ્કર સાથે તા. ૨૯મી નવેમ્બર ૧૮૧૭માં નીકળેલો આવી પુગે તે આગમચ કેપ્ટનો સેડલર અને ફીટ્ઝરલ્ડે ઘણી બહાદુરીથી બચાવ કીધો. જ્યારે ખુનરેજી લડાઇ પુર બાહરમાં હતી ત્યારે કરનલ સ્કોટની રજા મેળવી શુરા ફીટ્ઝરલડે એકદમ ધસારો લઇ જઇ ગુમાવેલી ટોપો પાછી મેળવી. બ્યુગલ વગાડનાર સ્મીઠે પણ અવધી કરી મેલી. લેફ્ટનંટ જોન ગ્રંટ પણ ખાંડયો ગયો નહી હતો. આ સીતા બલ્ડીની લડાઇમાં ચઉદસો બ્રીટીશ લશકર અને અઢાર હજાર બેવફા આપા સાહેબના લશ્કરે ભાગ લીધો હતો, જેમાં સાડા ત્રણ હજાર તો આરબો આપા તરફથી બહાદુરીથી લડયા હતા. પોતાની લુચ્ચાઇ ભરેલી દગાબાજીમાં પેશવાની પેઠે ફાવેલો નહી જોઇ વિલગભરડીના ખેલો આપ્પાએ ચાલુ કરવા માટે ઠગી નાગપુરીઓને મી. જેન્કીન્સ આગલ સલાહ કરવા મસે મોકલ્યા. "પેહેલ્લાં તમારા લશ્કરને વીખેરી નાખો, પછી મારી આગલ આવો!" જેન્કીન્સે લાયક રોકડો જવાબ પરખાવ્યો. તા. ૧૫મી એ બ્રીટીશ લશકરની વધુ મદદ મલતાંજ કસી પણ સરત વગર તાબે થવા આપ્યા પર કહેણ મોકલ્યું, પણ તેજ વખતે કેહેવાડયું કે જો તેમ કરશે તો રાજનો સારો જેવો ભાગ હજી તેને મળશે. બીજે દીને સાંજનો છ વાગતે ઠરવેલો વખત પસાર થવા પછી સીલાખાનાની તોપો સ્વાધીન કરવામાં આવી, પણ બીજી તોપો જ્યારે લેવા બ્રીટીશો આગલ વધ્યા કે એકાએક તેમની પર તોપોનો મારો ચલાવવામાં આવ્યો. ગનપતરાવ અને મુનબટ સરદારોએ આ મારો ચલાવ્યો હતો. પણ બ્રીટીશોના એકસો એકતાલીશ માણસોની ખુવારી સાથે સર્વ તોપો હાથ કરવામાં આવી કે ગનપતરાવ નાસીને પેશવા સાથે સોલાપુર ખાતે જોડાયો, જે આપણે ઉપર જોઇ ગયાં છીએ. લશકર સાથે મુનબટ નાગપુરના કીલ્લામાં ભરાયો. પણ તે કીલ્લો તા. ૨૪મી ડીસેમ્બરે ઝપાઝપી પછી તાબે થયો. પેશવાઇ રાજ પેઠે આપ્પાનું નાગપુરી રાજ પણ લડાઇમાં બ્રીટીશોને હાથ ગયું.

આગલ આપણે જોઇ ગયાં તેમ ચીતુ, રાજદીન કરીમખાં અને વાસીલ મહમદ નામના ઠગો તથા પીંઢારાઓના સરદારોને પેલા કરોડ રૂપીયામાંથી ઇંદોર અને સાગરની વચ્ચે બ્રીટીશો સામે લડવા પેશવાઇ દરબારે છુપી રીતે તૈયાર રાખેલા હતા, અને ખરકીની લડાઇમાં તથા ત્યાર પછીની બાજીરાવની નાશભાગ વખતની નાની લડાઇઓમાં તેઓએ ભાગ લીધો હતો. તેમને લગભગ દરેક હીંદુ નાના મોટાં રાજ્યોએ ( બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવાના ઇરાદાથી યા પેશવાઇ આપખુદીથી, ) મદદ આપવા છુપા તૈયાર રાખેલા હતા. પણ કરીમ અને વાસીલ વચ્ચે કાંઇ ઝાજી મહોબત જણાઇ નહી, કદાચ " સરસ કોણ " નો હમેશનો ઝઘડો હોય. સાગર આગલ વાસીલનું પીંઢારી લશકર નાની ઝપાઝપીમાં બ્રીટીશોથી હારી માળવાના જંગલોમાં પાછું ભરાઇ બેઠું હતું. આ બનાવ આપ્પાની બેવફાઇ ખરા આકારમાં ઉઘાડી પડી તે આગમચ બન્યો હતો. ઉપલા ત્રણે પીંઢારી લશકરના સરદારોને તેમના લશકર સાથે ઘેરવાનું કામ બ્રીટીશોએ હવે ઉમંગથી ઉપાડયું. પીંઢારીઓને ગ્વાલીઅર સીંધ્યા તેમજ હોલકરની પણ અંદરખાનેથી મદદ હતી તે બીના હવે બ્રીટીશોને માલમ પડી ચુકી હતી. થોડીક ઝપાઝપીઓથી બચી પીંઢારો ચીતુ આખરે હોલકરી લશ્કર સાથે જોડાયો. હોલકરની ખુદ દરબારમાં મારામારીને લીધે વઝીર બાલારામનું ખુન કરવામાં આવ્યાથી તાત્યા જોગના હાથમાં દીવાનની ખરેખરી સત્તા ગઇ હતી. ગનપતરાવ દીવાન વચ્ચે રીજંત તુળ-બાઇને ઠીક હતું. ગનપતરાવ ફકત નામે દીવાન હતો. ગોકળાએ પેલી છુપી એક સંપીમાં જોડાવા ખાને સામ સામી ટોળકીઓને આમંત્રણ કીધું હતું. રાણી તુળસીબાઇએ પોતાને

અને નાની વયના મલ્હારાવને બ્રીટીશ પનાહમાં જવા ખાનગી સંદેશા નવેમ્બરની અધ-વચ્ચે ચલાવ્યા હતા; હોલકરી લશ્કરના સરદારોને ગોરાઓએ પૈસાથી એક હાથ કરી પેલી છુપી એક સંપીમાં જોડેલા હોવાથી ધફુર ખાનની સરદારી હેઠળ બ્રીટીશો સાથે સલાહ કરવા મસે હોલકરીઓએ ઠાવ બાજી ચાલુ રાખ્યા કીધી હતી, પણ તા. ૨૦ મી ડીસેમ્બર ૧૮૧૭ એ રાજને બચાવવાના ઇરાદાથી તુળસીબાઇની બાજુ વાળાઓ જરૂર બ્રીટીશો સાથે સલાહ કરશે એમ જણાઇ આવ્યાથી દીવાન અને રીજંટની સામેની ગોફણા ટોલકીએ દીવાન ગનપતરાવને એકાએક બંદીવાન કીધો :અને રાણી તુળસીબાઇનું ધફુરખાનના લશ્કરી અંમલદારોએ તલવારથી ધડ કરૂરતાથી છુટું પાડી સીપરાક નદી કીનારે તેણીને ફેંકી દીધી. પેલા એક કરોડ રૂપીઆમાં બજવવામાં આવનારા તાગરામાં આ પણ નાતરસ તાગરો હતો, જે એ દયાહીણાઓએ અમલમાં મુકયો હતો. બીજે દીને સર જોન માલ્કમ,* સર ટોમસ હીસ્લોપ, વગેરે બ્રીટીશ શુરાઓએ નાના લશ્કર છતાં વીસ હજાર હોલકરી અને પીંઢારી લશ્કરીઓને હરાવી તુળસીબાઇ રાણીના ખુનનું વેર લીધું. હીંદુ–મુસલમીન એક સંપીના લશ્કરના ત્રણ હજાર માણસો મહીદપુર આગળની સીપરાહ નદી આગલના એ ખુનખાર જંગમાં માર્યા ગયા, કે જે નદીમાં આગલેજ દીને તેઓએ પોતાની રાણી માતાને કતલ કરી ફેંકી દીધી હતી. બ્રીટીશોની ખુવારી ૭૭૮ માણુસોની હતી. તા. ૧૦મી જાનેવારી ૧૮૧૮માં રામ્પુરાહ આગળ રોશન બેગની સરદારી હેઠલના હોલકરી લશ્કરે જનરલ બ્રાઉનને હાથે વધુ હાર ખમી. જાણીતો કાવતરાંખોર એનારહીરત સંવ રામદીન અહીંથી નાસી કોપરગામ આગળ નાહસ્તા બાજીરાવ પેશવાને જઇ મલ્યો. તા. ૬ ઠી જાનેવારી ૧૮૧૮ એ હોલકર દરબારે બ્રીટીશો સાથે ઘણોક મુલક આપી દઇ આખરે સલાહ કીધી. હોલકર દરબારની અને પેશવાઇ નામોશી ભરી હાર જોઇ સીંધ્યા દરબાર નમી ગઇ, પણ તેના કેટલાક લશ્કરી વગેરે સરદારો નવી આશાએ પીંઢારા ચીતુ સાથે જોડાઇ જાદવના રાજા જેશવંતરાવ ભાઉ સાથે જોડાયા. તા. ૨૮મી જન્યુઆરી ૧૮૧૮ એ બ્રીટીશોએ જાદવના કીલ્લાના બારણાઓ ઉરાડી મેલ્યાં અને શેહેર સ્વાધીન લીધું. ઉદેપુરના રાણાની નબલાઇનો લાભ લઇ આ જેશવંતરાવ ધણી થઇ બેઠેલો હતો. તેને હસ્તકના બીજા કીલ્લાઓ પણ બ્રીટીશોએ ઉરાડી મેલી કબજે મેલવ્યો હતો. પણ ચીતુ પીંઢારીના લશ્કરને કાંઇ પડતું મેલ્યું નહી હતું. તા. ૨૫મી જાન્યુઆરી ૧૮૧૮માં તેની મુખ્ય ટોલકી પર એકાએક હલ્લો કરવામાં આવ્યો. માર્યા ગયલા તથા બંધવા દાખલ પકડાયલા સીવાય જેઓ જેમ ગમે તેમ વીખરાઇ નાઠા, તેમનો આંકો ભીલે અને ગરાસીઆઓએ વેર ભાવમાં લાવી મેલ્યો, જેમને પીંઢારીઓએ અગાઉ ઘણા હેરાન કીધા હતા. બસો માણસો સાથે ચીતુ નાઠો. ભોપાલના નવાબની મારફતે બ્રીટીશો સાથે સલાહ કરવા યત્ન કીધો પણ તેમાં ફાવ્યો નહી; તેના મળતીઆઓ એક પછી એક ખરતા ચલ્યા. ઘણાક હાડેસા ચીતુએ નાસ ભાગમાં ખમ્યા પછી આખરે આસીરગઢનાં જંગલમાં વીકરાલ ચીતાનાજ ડાચામાં ભક્ષ થયો. સરદારોની ગેરહાજરીમાં પીંઢારીઓ વીખરાઇ ગયા અને બ્રીટીશો જમની પેઠે લાગેલા જોઇ આખરે તેઓમાંના ઘણાકો પાછા ખેતીકાર થઇ આસાન જીંદગી બ્રીટીશ રાજમાંજ ભોગવવા લાગ્યા. એક કરોડ રૂપીઆમાં હીંદમાંથી બ્રીટીશોને હાંકી કાઢવા મંડેલાઓમાં આ પીંઢારીઓનો હોલકર પેઠે આખરે અંત આવ્યો. વાસીલ મહમદને ગાઝીપુર ખાતે બ્રીટીશોના હુકમથી સીંધ્યાએ કેદ કીધો. પણ ત્યાંથી છટકવાની બાજી નીશફળ

* આંબોલીમાં " માલ્કમ બાગમાં " જે રહેતો હતો, તે એજ મહાન પુરૂષ હતો.

નીવડયાથી તેણે ઝેર ખાઇ આપઘાત કીધો. કરીમખાં પણ કોતાહના ઝાલીમસીંગને શરણે થઇ કેદી બન્યો હતો. તા. ૨ જી એપ્રીલે જોધપુર દરબારે પણ પેશવાઇ કાવતરાંથી છુટા પડી બ્રીટીશો સાથે સલાહ કીધી. પણ બીજા હાથ પર બુંદી અને ભોપાલ દરબારો બ્રીટીશો સાથે પહેલેથીજ વફાદારીથી રહ્યાં, માટે એક કરોડ રૂપ્યામાં બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવાની બાજી રમનારાં દરેક દેશી રાજ્યોના કેટલાક ભાગો જીતનાર બ્રીટીશોને સલાહ રૂએ હાથમાં ગયા હતા, તેમાંથી કેટલોક તેમને અગત્ય જણાતો ભાગ બ્રીટીશોએ ઉપલા વફાદાર ભોપાલ અને બુંદીને બક્ષેસ દાખલ આપ્યો. આ કામથી દેશીઓમાં બ્રીટીશોની પ્રતીષ્ટા ઘણી વધી ગઇ. તેઓએ કમનશીબ સતારાના રાજાના બાબમાં પણ તેમજ જોયું હતું. નાગપુરી બેવફા આપ્પાએ સલાહ કરીને કેટલાક કીલ્લાઓ તથા રાજમીલકતો જીતનાર બ્રીટીશોને સ્વાધીન કરવા સારું કીધું હતું, પણ તેજ વખતે એ દગાબાજે ખાનગીમાં કીલ્લેદારો અને જમીનદારોને તે નહી સ્વાધીન કરવા ફરમાન ગુપચુપ રવાના કીધેલું જણાયું, જો કે બ્રીટીશોની ફક્ત મેહેરબાનીથી એ અપ્પાને પાછો ગાદી પર બેસાડયો હતો. તાબેનીઅરના આવા એક કીલ્લેદારે દગાથી બ્રીટીશોની કેટલીક ખુવારી કીધી, જેનું પરીણામ કીલ્લામાંના ત્રણસો બાહાદુરી ખુની આરબોની સર ટોમાસ હીસ્લોપની ટુકડીને હાથે ખુવારીમાં આવ્યું; ફક્ત એકજ આરબ કીલ્લાની દીવાલ પરથી કુદકો મારી જીવ બચાવી શકયો. વળી નાગપુરના એ રાજાએ કીધેલી છુપી ગોઠવણની રૂએ જંગલી ગોઆંદ લોકે બ્રીટીશો સામે બલવો જગાડયો આ સર્વ ખબર તેણે ખાસ હલકારાઓ મારફત શોલાપુર ખાતે નાસી ગયલા પેશવા અને ગનપતરાવને પુગાડી; છેલ્લા આપણે ચોદીર બણ્યો નાસભાગ કરતા બાજીરાવ પેશવાને જોઇ ગયાં છીએ. પણ બ્રીટીશો, ઉપર લખેલાં એકસંપી રાજ્યોને જેર કરતા, મંડેલા છતાં પોતા પાછલ પણ લાગેલા જોઇ, કોપરગામ, બીર, ચંદાહ, પાંડેર કઉરા થઇ રયુની ખાતે પેશવા જઇ લાગ્યો. આ ઠેકાણે તેને ખબર મલી કે બળવાખોર નાગપુરી રાજાને મી૦ જેન્કીન્સે બીજી વખત કેદ કીધો, અને પેશવાઇ જાગીરદારોમાંના ઘણાઓએ પોતાની સલામતી માટે પાછળથી એકસંપીને ઠોકર મારી. આપ્પાને કેદ કર્યા છતાં તેના લશકરે બ્રીટીશોને ધુમ પાડવા ચાલુ રાખ્યું. આ સઘળી નાશોશી ભરી હારો છતાં બાજીરાવને સીંધ્યા લશકર તરફથી મદદની આશા હતી. તા. ૫ મી મેએ તે ટાપટી નદી ઓળંગી ગયો; આખરે આસીરઘઢની નજદીક ઢેલઘોટ આગળ છાવણી નાખી આનંદરાવ ચંદ્રાવરકર અને બીજાને સલાહ કરવા માટે મહૌની બ્રીટીશ છાવણીઓમાં સર જોન માલકમ આગળ મોકલ્યા. આ વખતે સીંધ્યા સાથની સલાહ મુજબ આ કીલ્લો બ્રીટીશોને સ્વાધીન થવો જોઇએ, પણ કીલ્લેદારે તેમ કરવા ના પાડી અને બાજીરાવ આઠ હજાર માણસો સાથે પડાવ નાખી ત્યાં રહ્યો. નરમદીલના સર જોન માલકમે લેફટનન્ટો લો અને મેકડોનલ્ડને સલાહની શરતો સાથે બાજીરાવ આગળ મોકલ્યા, તેમાં બાજીરાવ તથા તેના કોઇ પણ વંશજો મરાઠા રાજગાદી પરનો હક સદાનો છોડી જવા ફરમાવ્યું, યાને મરાઠા મહારાસ્ત્ર વગેરે સર્વ બ્રીટીશોની મીલકત દાખલ સ્વાધીન કરવા કહી, સર્વ રાજ સત્તા પણ છોડી દેવા ફરમાવ્યું; મેહેરબાનીતી ફક્ત રાહે પેશવાની આજીજી આઠ લાખ રૂપ્યાનું સાલ્યાનું તે જીવે ત્યાં સુધી આપવા અને બ્રીટીશો કહે તે ઠેકાણે રહેવા કબુલાત માંગી. પેશવાના આ ખટપટીઆ મરાઠાઓના કૃત્યો જોતાં આ ઉદાર દીલની બ્રીટીશોની શરત હતી. એટલું યાદ રાખવાનું કે દીલ્હી સર્વોત્તમ મોગલ સત્તાની નબળાઇ જોઇ તથા તેના શહેનશાહને ઠામાની બાપના જાણ્યો જોઇ પેશવાઓ મહારાસ્ત્રમાં જોહાંકો હકુમત કરવા લાગ્યા

હતા; તે બનાવને હીંદુઓ " સ્વરાજ " મેળવ્યું કરી વધાઇ લેતા હતા; હજી પણ કેટલા-કોને મુખોથકી તેમ બોલતાં સાંભળીએ છીએ. એ શરતો ઉપરાંત રામદીન તથા બીજા પીંઢારીઓ તથા ઠગો સાથનો સંબંધ તે ઘડીથી છુટો કરવા બાજીરાવને ફરમાવ્યું. ઘણાક દીવસ બાદનો કાઠી અને પોતાને સર્વ બાજુથી ઘેરાઇ ગયલો જોઇ બાજીરાવ તા. ૩ જી જુન ૧૮૧૮ માં શરણે ગયો. મરાઠા પેશવાઇ સત્તા તે સાથે તદન ધુળ મળી ગઇ. એક કરોડ રૂપીયાથી બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢવાની તેની શેખીને બરાબર જવાબ મળ્યો, અને જે બ્રીટીશોને ધીક્કારનાર, તેનેજ સ્નાહ તથા તેનીજ તરફનું આઠ લાખનું વારસીક પેનશન ખાઇ કાનપોર નજદીક બીઠુરમાં પોતાની લાંબી જીંદગી ભોગવી તા. ૨૮ મી જાન્યુઆરી ૧૮૫૧ માં " મટી સાથ મટી" થયો અને તે સાથે તેની રાજ વંશાવળી ખતમ થઇ.

પણ પારવતી ટેકડી હજી ઉકલા બનાવોની શરૂઆત માટે યાદ આપતી ખડી છે. તેની પર દક્ષીણ તરફ મ્હોં કરી ઉભેલા જોનારને પડત પેશવાઇ મેહેલની ભાંગેલી દીવાલો, ઉત્તર બાજુએ લીલી હરીયાળી વચ્ચે પુના શહેર અને કેમ્પ, તેની મધ્યે પ્રખ્યાત છગ કપટથી પુર થયલાં ગનચાર વાડા, મુળા મુઠા નદીના વહેતાં પાણી અને તેની પર હાતમ દીલના પહેલા સર જમશેદજી જીજીભાઇએ બંધાવેલો બંદ જણાય છે, જયારે પુર્વ તરફ ચતુરસીંગીના દહેડાં સાથની ટેકડી, તેની નીચાનમાં ગનેશ ખીંડનો મેહેલ, જયારે ઠેઠ દક્ષીણે શીવાજીનો માનીતો તોરના કીલ્લો અને તાનાજી માલુસરેના મરણથી અને ઘણીક ઝપાઝપીઓ માટે પ્રખ્યાત થયલો સીંહગઢ ( ખડાના ) અને એ બે કીલ્લાઓ વચ્ચે ખડકવાસલાનો નીરમળ પાણીનો ગંજાવર સરોવર કુદરતી દેખાવની બાબદમાં જોનારને હેરત કરે છે. એક કરોડ રૂપ્યામાં ઉભો કરવામાં આવેલો જમેલો વો તેને લાયક ફેજે પુગ્યો છે. પણ હજી ટેકડી હેયાત છે. તે વખતના ખટપટીઆઓ અને કપીણુતા કામોથી થયલી વાજબી દશા માટે તે વીલાપ કરે છે

એક કરોડ રૂપ્યાની મદદથી હીંદમાંથી બ્રીટીશોને હાંકી કાઢવાની " સ્વરાજી " આ તી તવારીખનો આ ખરો અનેરો મરાઠા સફો છે. તે હીલચાલનો વડે.-ગોકલા-તો શુર સરદારને છાજે તેમ હાથમાં નાગી તલવાર સાથે ખુદ જાતે લડીને મરણ પામ્યો હતો, જયારે આ સદીના એ હીલચાલના મુખીઓ તો માર્યા જવાની ધાસ્તીને લીધે ફક્ત પોતાની સલામતી માટે પોતેજ રચાવેલા બખેડા યા બલવાઓ વેળા દુરના દુર રહી ભરાતા લુપાતા ફરે છે યા સલામતી માટે " આરામ આપનાર " જેલમાં રહેવા પસંદ કરે છે. તેઓ જાણે છે કે તેમને મરવા ગમે છે, પણ તેની જગે જવાના સસેકા ટીન પાંકે કરે છે! ઓ ગ.ઉરંગઝેબ! તું જીવતો હતે તો આ " બહાદર શુરાઓ " નું શું કરતે? હોંદ તવારીખના ખરા અભ્યાસીઓ તો ખરી અટકલ કરી શકશેજ. રચેલી ખુનામરકીમાં માર્યા જવાની ધાસ્તીને લીધે એક ધરથામી મુખી તો પાછો બ્રીટીશોની જેલમાં રહેવા પસંદ કરે છે! ખુનો, લુચ્ચાઇ, લફંગાઇ અને બીજાં કરપીણ કામોના વેરી બ્રીટીશોને તલવારથી ગોકલા વગેરે હાંકી નહી શકયા, તો અસલનું છલ કપટી ખુનખાર રાજ પાછું ચાલુ કરવાને હોંસીલા થયેલાઓ પરદેશી કપડાં બલારી નાખીને ખાઇ પી મંડેલાં હતાં અને છે. પરીણામ શું? દરેક હીંદી અંતઃકરણથી એવાંઓને માટે હાસ્ય મારતો હશે. અજ્ઞાનોને ઉશ્કેરવાની આ બદનીહાવાળી ઢોંગી હીલચાલનું કુદરતે નવુંજ વલણ આપી તેમના પોતીકા મહાપીર કરોડ કોથી ભાઇ પીનો ડુબીજાા કીધો. કેવી રીતે? કપડની અતીસમ મોંઘવારીને લીધે; કારણ કે એટલું બોલું પરદેશથી સસ્તુ કાપડ આવે તેટલી

હીંદમાં અછત થાય અને હરીફાઇ જેવું નહી રહેવાથી દેશમાં વણતાં કાપડનો ભાવ ભારી મેળવા મીલ વાળાઓ અને દેશી વેપારીઓ ચુકયા નથી. નામ ત્યારે સ્વદેશીને ઉત્તેજન ! પણ ફુલાવેલાં ખીસાં વધુ તર કરવાની બાતેન યુક્તી ! સ્વરાજી ફંડોમાં એવાઓ પાસેથી ભારરૂપે પૈસા ભરાવવાની પેરવી ! ગરીબ બાપડાં હીંદીઓ ! તમારૂં કલ્યાન કરવાનો આ દાખલો જુઓ !

બીજો દાખલો એ "સ્વરાજ" ના હીમાયતીઓ, દેશી ઘરધણી રૈયતીઓ અને માલિકોને લોકરક્ષીઓમાં ખપનારાં ઘરોના માલેકોનો જુઓ: લોકને રાહત આપવા માટે માયાળુ મુંબઇની સરકારે હાથ ધરેલી "બેક બે" ઇ૦ યોજનાઓથી જરૂર મોંઘાં ભાડાંઓ પર કાપ પડશેજ, એમ એ બેહુદી ભગતોની ખાનગી હોવાથી તરેહવાર સદંતર ખોટાં કારણોથી સરકારના આ લોક-સુખ આપનારાં કામને કેવી રીતે હરકતો કર્યા કરે છે તેનો આ બીજો તાજો દાખલો આપણે જોઇએ છીએ. અજ્ઞાનોને ઉશ્કેરી તેમને ખોટે મારગે દોરવવાની તેમથી વધુ માટે જેટલું બોલીએ તેટલું ઓછું ગણાશે.

ત્રીજો દાખલોઃ—ઘરોમાં અને દુકાનોનું પીકેટીંગ ! લોકોને સુધારવાના ઢોંગી દેખાવ હેઠલ પીકેટરો ત્યાંના દુકાનદારો અને ઘરોના વકરા અને દર દાગીના મુકવાની જગાઓ જોઇ લે છે. જ્યારે હુલ્લડો કરવામાં આવે છે ત્યારે એ "સ્વરાજી ભગતો" ઉપર પેહેલાં એ રોકડ તથા દરદાગીના લુટે છે. તેમાંની રોકડનો ચોક્કસ ભાગ કેટલાકો "સ્વરાજ" વગેરે ફંડોમાં ભરી પોતાનું અંતકરણ સાફ કરે કરાવે છે, જ્યારે કહે છે કે લુટેલા દર દાગીના સ્વરાજી મોટા વેપારીઓ અને સ્વરાજી શેઠીયાઓને ત્યા ગીરવી મેલી આવે છે, જે જુજ કીમતમાં આખરે એ રાખનારાઓને હજમ થઇ જાય છે ને ગલાઇ જાય છે. નામ ત્યારે પીકેટીંગ ! માટે શા માટે બેહુદી ભગતો તે પાછું ચાલુ કરાવવા કલાહોલ નહીં કરે ? સઉ પોત પોતાની મતલબમાં લોટે છે, અને જાહેરમાં લોક-રક્ષીઓમાં ખપાવે છે ! હીંદ ! એટલાં તારાં હીન ભાગ્ય ! વળી પીકેટીંગથી 'સરકારની નબળાઇ' અજ્ઞાનોને દેખાડે છે.

પણ એવા તો અસંખ્ય દાખલાઓ આજકાલ બ્રીટીશ સરકારની ધીરી દોરીને લીધે આપણે જોઇએ છીએ. હીંદનો આગલો ઈતીહાસ જાણનાર ગુજરાતનો મહાન કવી દલપતરામ બ્રીટીશોના અમલ માટે લખી ગયો છે કે:—

દીવસ ગયા ઠગના ને દુઃખના,
સુખના દીધું દીધું દાન.

પણ એ બ્રીટીશોની આગમચનું ભયંકર રાજ એ "સ્વરાજ" ના મુખ્ય હીમાયતીઓ પોતાની મતલબ માટે પાછુ સ્થાપવા માગે છે.

"પારસી"માં ખપતાં સ્વરાજીઓ ! બ્રીટીશોની આગમચ તમારા બાપદાદાઓ કઇ સ્થીતીએ પડી ઠેકાણે લાગ્યા. તેની તમોને કાંઇ સુઝવા છે ? એકલ ડોકલ જરથોસ્તી તે વેલા જરા માન મરતબો પામ્યો, પણ તે પોતા પાછલ શું નામના આ અસ્કેઆમત મુકી ગયો છે ! બાહરોટ વગેરેની નાસભાગ અને વરસોવાના જરથોસ્તી હીમ્મતવાન બાનુઓએ નદીમાં શા માટે ઝંપાવી દીધું તે જરા કહેશો ? તમારાં આતશ બહેરામો અને દહેરો તે વખતે શું તદન જર્જરીત, લાગા, વગેરે વગ; સલામત હતાં કે ? અને બીનહેકરને આટલા બધાં હતાં કે ? કહલાશો: અજ્ઞાન લોકોમાં લુટફાટ અને ખુનરેજી ચલાવાનું અંધાકારમાં અંધકાર આ એક જાહેરથી તીરદોશ જણાતુ ભોળુ હથીયાર ! જ્યારે જ્યારે આખરે સુલેહ ચાહનારાં લોકના ભાવમાં ફેલાઇ સરકાર એ સ્વરાજી ભગતોના તરેહવાર કામોની મજબુત કરી બજાર લેવા

તૈયાર થાય છે, ત્યારેજ તેમની દુષ્ટ યોજના પડતી મેલવાનું ડોલ દેખાડી પાછી ખુનરેજી અને લુટફાટ થાય તેવીજ નવી નામની યોજના આ સ્વરાજીઓ રસ્યન બોલશેવીસ્તોની પેઠે બાહેર પાડે છે; સલાહ સંપથી રેહવા માગતી રૈયતના સુખમાં ખલેલ નાખતા ફરે છે, અને આડકતરી રીતે જરમની રસ્યા વગેરે ઠેકાણેથી મલેલાં અને મલતાં હીરા મોતીના દાગીના તથા નાણાંની મદદથી હીંદદ્રોહીઓનો નાશ કરાવે છે તે જુદો. ગ્રેટ બ્રીટનના કાયદા પ્રમાણે સરકાર ઢીલી દોરી મેલે છે, પણ ત્યાંની રૈયતમાં અને હીંદની સેંકડો કોમોથી બનેલી રૈયતમાં આસમાન જમીનનો ફરક છે તે ગણત્રીમાં સારા હૈયાના ભોલા મોટા બ્રીટીશ અમલદારો લેતા નથી, એ કમનશીબીની જ બીના છે.

આગળ દુષ્ટ જરમનો અને બોલશેવીક રસ્યા માટે ઉપલા ફકરામાં ઇસારો કરી ગયા છે. નોંધી લેવા જોગ એ છે કે દુન્યાની છેલ્લી ખુંખાર લડાઇ સવાચાર વરસો સુધી જરમનોએ જગાડી, ત્યારે જેઓ તે વખતે જરમનોની ફતેહ ઇચ્છી અને બ્રીટીશો માટે હલકાં વેણ બોલતાં હતાં તેઓમાંનો અતિ મોટો હાલનો હૈયાત ભાગ "સ્વરાજી" ઓનો જણાય છે. તે વખતે પણ એ લોક તરેહવાર હલકી અફવાઓ ફેલાવતાં રહ્યાં હતાં, એટલુંજ નહી પણ તેમના ભાઇબંધો, અમેરીકન-જરમનોની મારફતે, તે વેલા અમેરીકાના સાં ફ્રાંસીસ્કો ખાતે રહી હીંદમાં મોટા પાયા પર બલવા જગાડવા બાઇ પી જડેલાં હતાં. ફ્રાંસ ઉપ્રાંત ઇ૦ સ૦ ૧૯૧૭-૧૮ માં એવા કર્મ સહ દુઓ વગેરેની સાં ફ્રાંસીસ્કો ખાતે અમેરીકાએ ચલાવેલી તપાસ દરમ્યાન તેમના આ બોપલાં બાહેર પડ્યાં હતાં. તેઓએ ત્યાંના જરમન કોનસલ-જનરલની મદદથી ૧૯૧૫માં એક મોટું બારકસ ભરાય તેટલાં ખાના ખરાબીના હથ્યારો તથા બારકસ પણ ખરીદી હીંદ ભણી ગુપચુપ મોકલ્યાં હતાં. ગોઠવણ એવી હતી કે સફર દરમ્યાન અમેરીકન સરકારને વખતે ખબર પડે અને પકડાવે તેવા આધારથી એક બીજું બારકસ "સાફેદ સી" માં તૈયાર રખાવ્યું હતું કે તેમાં એ સર્વ ખાના ખરાબીનો સામાન ગુપચુપ ખાલી કરે; પણ તેમની તેમ છુપાં સરકારની ખાતાંએ ઉંધી કરી નાખી અને, પરીણામમાં તપાસ દરમ્યાન, એક હીંદી બળવાએ ભર કોર્ટમાં (બીજા તેના ભાઇ બંધે વીરૂદ્ધ જબાની આપવાથી) બંદુક ફોડી ખુન કીધું, અને નાસવાની તૈયારીમાં હતો તેટલાં અદાલતના એક પેહરેગીરે ત્યાંજ તેને ઠાર માર્યો. (જુઓ "ટાઇમ્સ હીસ્તરી ઓફ વોર"—પુસ્તક ૨૧-પાનાં ૨૧૩-૨૧૪.)

"સ્વરાજ" હડધુત કરી જુદાં જુદાં નામો ધરાવનારાં ફંડોમાં ઉપર પહેલી નાણાંની મોટી રકમ રસ્યન બોલશેવીક સરકારે લેહીથા ખરદાયલું. જર જવેરાત ઉપરાંત કરોડો રૂબલોની સંખ્યામાં અફગાનીસ્તાન, આયરલંડ વગેરે ઠેકાણેથી મોકલેલી દેશીઓમાં છડે છોક બોલાતી હતી. યાને નરદોષ રસ્યન લોહીથા ખરદાયલું આ નાણું "સ્વરાજી" ફંડોને મદદ થઇ પડ્યું હતું. તે ટપાલ મારફતે થોડું, પણ દેશી વેપારી ઉતારૂઓ, કહે છે કે, લઇ આવ્યા હતા, અને સત્તા ચલાવી હીંદી રોકડમાં ફેરવી નાખી આ ફંડો ખીલવ્યાં હતાં, કે જે ફંડો હુલડો, ચોરીઓ, દારૂ દુકાન, લાગા, ગોરક્ષા વગેરે તરેહવાર યુકતીઓથી ખીલવી તેનો અતી મોટો ભાગ લશકરી અને પોલીસમાંના દેશીઓને બેવફા કરવામાં, "સ્વરાજી" "મહેનતના બદલામાં" બીજાં તર કરવામાં, પીકેટીંગ મસે હુલડો અને તેના કુદરતી પરીણામે દાખલ ખુનો અને લુટફાટ, જબરદસ્તી વગેરે કરાવવામાં વાપર્યાં, અને ઢોંગી નામો હેઠળ હજી વાપરે છે. એના એકે એક પઇ માણસાઇ લોહીથી ખરડાયલી છે. ખુદ આને એમના મુખીઓ

"તેજરી" નફ્તાઇ ભરી ઉપજમાં આવે છે. નાનકાના, અમદાવાદ, ખેરી, વીરમગામ, માલેગામ, ધારવાર, મુંબઇ, મલબાર, ચરિચરાચઉરી, વગેરે ઠેકાણેનાં ભયભીત ખુનરેજીઓ આગજનો અને લુટફાટોની બોલશેવીક રીતીઓથી બાતેનમાં ખરે ખરાં મંથન થતાં દેખાયે છે; જો તેમ નહીં હોય તો જુદાં જુદાં ઓઠાં હેઠળ નવી યુક્તીઓ કદી પણ ચાલુ રાખે નહીં અફ્‌વાસો ! અજીરણુ યા કબજીયાત થવાથી દરેક માણસ પોતાની જીંદગીમાં તે અસંખ્ય વખત પાલતો હશે. પણ શું તેથી એ લોકોનાં કાર્યથી નીરદોશોના થયલાં ખુનો વીસરાઇ જતાં હશે ? યા પાપ ઢંપાતાં હશે ? મુંબઇનાં સ્વરાજીઓએ કરાવેલી ખુનરેજીઓથી પોતાનાજ જાત ભાઇઓ માર્યા ગયા ત્યારે જેટલા દીવસો અપવાસજ પાડયા, ત્યારે મલબાર વાસીઓ જાહેર છાપામાં સવાલો કરે છે કે માપલાઓએ ચલાવેલી અસંખ્ય કતલો માટે એ ધરમીઓ કેટલા મહીનાઓનો અપવાસ પાળવા ઇચ્છે છે ? પણ દાનેશમંદ વાંચનાર ! ઇસ્લામી "રોજા" અને હીંદુ "અપવાસમાં" આસમાન જમીનનો ફરક છે તે પણ ધ્યાનમાં રાખવા. [ જુઓ "ટાઇમ્સ ઓફ ઇંડીયાના" તા. ૨૦ મી ફેબરવારી ૧૯૨૨ ના અંકમાં "તુકારામનું" ચર્ચા પત્ર. વળી એક સ્વરાજી માપલાએ પચેતર હીંદુઓને કતલ કીવા તેની પોતે હાંકલી વડાઇ. વળી "સ્વરાજ" ફંડો ઉઘરાવનારાઓને હાથોએ ચીટકેલાં ગુંદરથી તેમનાજ ખીસામાં જતાં નાણાંની જાણીતી બામદ. ]

કલીફાટ-મુહાજરીન-સ્વરાજ-કોંગ્રેસ-ફંડફે-ફંડફે—! નીરદોશ તવંગર અને ગરીબ લોકોને ખુની જરમન, જયુ, વગેરે રસ્યન નાશતીક બોલ્સેવીસ્તોએ કતલ કરી તથા શેહેરો ગામડાંઓ લુટી તારાજ કરી નહી ધરાતાં બ્રીટીશો સામેના નીચ ધીક્કારના આવેશમાં તે રાતીઓ હીંદમાં પણ ફેલાવવા અરથે કરોડો મફત (હાલ અરધીની કીમ્મતનો નહી) રૂબલ નોટો તથા જર જવાહેર યુરોપ અમેરીકામાં વારંવાર આવજાવ કરતાં એજન્ટ [અને પોતાના બદનીયતવાલી દગાબાજીઓ બ્રીટીશોને લીધે ફલીભુત નહી થતી દેખી બ્રીટીશો સામે અંધાર દેખાડનારાં] દેશીઓ અને હલકી પ્રકૃતિના યુરોપ્યનો મારફતે રવાના કરી, તેનો ઓડકારા પાયા પર સત્તા કરાવી, અજ્ઞાનોનાં ગળામાં ઓલવીને, બ્રીટીશ સોના રૂપાં અને નોટોમાં નાણું ઉપજાવી, ઉપલાં ફંડોની શરૂઆત કીધી. બ્રીટીશ સરકારને હીંદમાંથી હાંકી કાઢવાનો ફાંકો રાખનારાં અને તે માટે બોલ્શેવીક નાણું મેલનારાંઓની ત્યાંના કાયદા વીરૂધની હીલચાલો માટે ફરાંસ, અમેરીકા, વગેરે સ્વતંત્ર રાજ્યોની અદાલતોએ ત્યાંના હીંદી-નીહીલીસ્તોની તલાસો ચલાવી ત્યારે તેમનાં છુપાં ભોપાલાં પકડાઇ આવવાથી રૂબલ સત્તા બંધ થઇ ગયો, છતાં રાજદ્રોહ હીંદી દેશીઓ તરેહવાર બાહને યુરોપ વગેરેની સફરો કરી બોલ્શેવીક નાણું જર જવાહેરમાં લાવતાં રહ્યાં. હડતાલો અને તેના પરીણામે હુલ્લડો, ખુનો અને લુટફાટોમાં એ લોહીયાર નાણાંનો ઉપયોગ થતો રહ્યો છે. સલાહને લીધે પાછળથી અફઘાનીસ્તાનનો માર્ગ બંધ થયો છે. ઇ૦ સ૦ ૧૯૨૦માં મુંબઇમાં અફવા એ હતી કે એ બોલ્શેવીક નાણાંનાં ખરાં મદદો તથા લાવનારાઓનાં નામો એ ફંડોમાં જમે થતાં નથી, પણ જુદી જુદી કોમોનાં કહેવાતાં "દેશ ભક્તો" ઘણું ખરૂં પોતા હસ્તક યા દેશી બેંકોમાં રાખી હડતાલો હુલ્લડો ઇ૦ માં ચોક્કસ પદલા પાછળ છુપાયલા ચોક્કસ આસામીઓના હુકમ મુજબ ચોક્કસ માણસોને આપે છે. લંડનનું કામદાર વર્ગનું હીમાયતી ડેલી "હેરલ્ડ" વર્તમાન પત્ર કેવી રીતે બોલ્શેવીક જર જવાહેર લઇ તે વેચીન કરંપીનોનાં હોજરાં ભરતું, તે ઝટ ત્યાંની ખંતીલી પોલીસે શોધી કાઢયું, તેમ આશા રાખીશું કે વખત હવે એવો આવી લાગ્યો છે કે હજી એ ધંધામાં પડેલા

ઠારમા ભેવફાઓને હીંદી પોલીસ જરૂર બાહેર આની સખ્તમાં સખ્ત શીક્ષા લોક સલામતી માટે કરાવે. " વેસ્ટર્ન ઇન્ડીયા લીબરલ એસોશીએશન " સીવાય બીજાં કોઇ પણ રાજદ્વારી મંડળોમાં નાણું આપવું નહી યા જોડાવું નહી, એ દરેક સ્વમાન દેશભક્ત વફાદાર દેશીની પોતાના ધર્મ અને કુટુમ્બની સલામતી માટે ફરજ છે. આજકાલના કહેવાતા " મોડરેટરો " પર ભરોસો નહી મુકતાં નામવર સરકારને મદદ કરવામાં પોતાની સાથે કુટુંબની સલામતી છે. " હીંદી મોડરેટરો "નો મોટો ભાગ નામેજ " મોડરેટર " છે. તે આપ મતલબી છે. વળી હજારો નાહેલો મેવાની તથા છાપવાના મોંઘે દામે કામો આપવાની બોલશેવીક કુનેહથી આપણા વચ્ચે ઘણાં દેશી તેમજ ઇંગ્રેજીમાં છપાતાં ઝેરી ભેવફા વર્તમાનપત્રો છે. તેઓ માનવંત આગળ લખનારાઓના નામો વાપરી શેખાઇથી નીરદોશીના લોહીના પૈસાથી જીવે છે. લંડનમાં પોતાને સ્વતંત્ર ગણાવતું કામદાર વર્ગનું જાણીતું " ડેલીહેરલ્ડ " અને ફ્રાંસમાં બોલો પાશાવાલાં " ઓનેટરૂજ " ના દાખલાઓ ( જુઓ " ટાઇમ્સ હીસ્ટરી ઓવ-વોર "-૨૨ મુ પુસ્તક પાનાઓ ૨૧૩-૪ અને ૩૬૪ ) કદી ભુલી જવાશે નહી. દેશને ઉંચી દશાએ લઇ જવાના કામકાજર કામોને ઉત્તેજન આપવાને બદલે એવી મલતી લાલચોથી દેશી હુન્નરોનું આ ઢંગી નાસ્તીતીક નીહીલીસ્ટ " દેશ ભક્તો " નખોદ વાળતાં આવ્યાં છે. જેલમાં " આરામ લેવા " ગએલા " નામવરો " વાજબી સજા ભોગવી પાછાં બાહેર આવે તેટલાં, તેમજ સરકારની હાલની વાજબી કડકતાથી ડરી જઇ, ખુના મરકીયા ભરપુર હડતાલો અને પીકેટીંગો હાલ તરત મોકુફ રાખેલા છે. માટે દરેક સાચ્ચા વફાદાર દેશી યા યુરોપ્યને આ નીચ યુક્તીઓથી સાવચેત રહી વખતો સ્વાદ ચખાડવા " ઇનડયન ટેરીટોરીયલ " તેમજ " ઓકઝીલીયરી " ફોર્સમાં જોડાવું જોઇએ.

અજ્ઞાનોને ભમાવવા આ " દેશ ભક્તો " જે જે યુક્તિઓ રચતાં રહ્યાં તેમાં દરેક દરેકમાં કુદરતે વાજબી ફટકા માર્યા તેથી હવે હડતાલોને મસે હુલ્લડો, ખુનો અને લુટાણુંના સોજ ફાવી ગએલા માર્ગો તક સાંધી પાછા જમાવવાની યુક્તીઓ રચી રહ્યાં છે. સરકારી લેહેણું નહી ભરવા બોલશેવીક યુક્તીઓ અજ્ઞાન ખેડુતો વગેરેમાં જમાવી, દમદાટી વડીક કીધી, પણ તેજ સરકારી અને મ્યુનીસીપલ ટેક્ષો યાને લેહેણા પોતે ચુપચુપ ભરતાં ગયાં અને ભરે છે. કદાચ અજ્ઞાનોના રાચ રચીલાં અને જમીનો અતી સસ્તે ભાવે બીજાઓ મારફતે હજમ કરવાની યુક્ત પણ હોય, કે જેમ મુહજરીનોના બાબમાં થતલું જોઇ ગયા છીએ. કેવાં " દેશ ભક્તો ?" હીંદ ! કેવા કોરગાંઓ તારી ધરતી પરથી ક્યારે નાબુદ થશે ? નાસ્તીક " નોન-વાયોલંસ ":—અજ્ઞાન રૈયતની આંખ્ખોમાં ધુળ છાંટવા યોજેલો આ વધુ ઢંગી શબ્દ છે. જેને લીધે " લોહીની નદીઓ વહેતી થાય " તો મુજાકા નહી, પણ તે " નોન-વાયોલંસ ગણવું ! " કહે છે કે માબુસાઇ ખુનો, લુટફાટો વ૦ થી ફક્ત સ્વતાન ખુશી થાય છે; એટલે આપણે " સમતાની નોન-વાયોલંસ " કહીએ તો ખોટાં નથી. એ ઢંગી યોજનાથીજ આપણે બેથી વધુ વરસો થયાં હડતાલો અને તેના કુદરતી પરીણામે ખુનરેજી લુંટાણું વ૦ થતું જોતાં આવ્યાં છીએ. જેલમાં " આરામ લેવા " ગયલાં " નામવરો " નાં મોટા જશ્નના છુટવાના ફક્ત તેઓ વાર જોતાં જણાવવામાં આવે છે, જો કે બાહેરથી હમેશા મુજબ જુદું ડોળ દેખાડયું છે. સુલ્ટ્રેઇ મંડલો દાખલ સરકાર વાજબીપણે એમની " કેશ્મ," " કમીતીઓ, " " મીટીંગો," " એસોસીએશનો " ( બધાં ઇંગ્રેજી નામો હો ! ) ને જાહેર કરે અને તેથી તેના કરતા

કામતરાંઓ પોતે સપાટામાં નહી આવે તે સખબે સર હવે નવી હીકમત આ ઢંગીઓએ શોધી કાઢી છે, તે એ કે છુટા છુટા શખ્સોએ બોલશેવીક-મંડળોની "ટોકીટો" લઇ, ટોલ-કીઓ બની, કાયદા ભંગ કરવાં, પણ "આરામ લેવા" (એક મુખીના આ શબ્દો છે.) જેલમાં રેંટીયો યા ચરખો ચલાવવા યા પથ્થરો ભાંજવા ૪૦ માટે એ બાહુતીઓ જાય તો તે વેળા (તેમને નહી પણ) તેના કુટુમ્બીઓને આ "આરામ લેનારાંઓની" ગેરહાજરી દરમ્યાન નાણાંની રકમો "ધર્માદા" યા "બક્ષીસ" દાખલ છુપી રીતે આપવી. ખુનો માટે મશાનમાં, સ્વરાજ ચલાવવા જાય તો વધુ આપવી. જાડા બદમાસોના રમખાણો માટે પણ તેમજ! કોણના બાપની દીવાળી અને શું નાદર કામ? પોતાનીજ જાતવાળાં કરોડો ભીખારીઓ પુરતાં વસ્ત્ર વગર અને અર્ધ ભુખે મરે છે તેમને એ ફંડોમાંથી મદદ કરી કામ ધંધે લગાડવાના ચાખાડા! કદાચ તેમના નવીન પ્રકારના કોઇ પરમેશ્વરની બાધ હશે! પણ કદાચ તેથી નાસ્તીક બોલ્શેવીક નાણું બંધ પડવા યા ઓછું રળવાની ધારતી હશે! "નોન-વાયોલંસ" ના શબ્દરૂપી ઢોંગના પરીણામે **પારકાંઓની** "લોહીની નદીઓ વેહેવાય તો અડચણ નહિ! કરોડોમાં એટલાં ઓછાં"! પણ તેજ વેળા પોતે સલામત રહેવાં જોઇએ! અને પેલી પ્રખ્યાત થયલી "પ્રેમાભાઇના ભોપાલાં" યા નાટકી ફાર્સની પેઠે પેંડા, બરફી, હલવા, લાડવા તથા ફ્રુટ ખાઇ "ઉપવાસ"! વાતચીતમાં એક ચતુર ભાટીઆ ગ્રહસ્થે જણાવ્યું તેમ એ તો "કળીયુગના કાળાં કર્મો!" એવી શોખાઇઓના ખરા ઉતાર દાખલ દરેક વફાદાર દેશી જવાને "ઇન્ડયન ટેરીટોરીઅલ" અને "ઓકઝીલીઅરી ફોર્સ" માં જોડાઇ પોતાનાં, પોતાનાં કુટુમ્બના, તેમજ માબાપ ગણાતા સતાવાલાઓના હાથ મજબુત કર્યાથી દેશની સલામતી છે. સરકારે હવે વધુ વખત ધીલી દોરી મુદલ છોડી દેવી જોઇએ. એ નાશકારક "નોન-વાયોલંશ" ના ઢોંગથી કુદરતી રીતે વધુ લશ્કર અને પોલીસ રાખવી પડે છે, જેના ભારી કરોના બોજા રૈયત પરજ એવાઓને લીધે પડે છે તે કેમ આ "દેશ ભક્તો" જણાવતાં નથી? નવી સુધારેલી રાજ સભાઓ:- એમાં પણ થોડાક ધાંધલ્યા અને મુરખાઓ ઘુસી ગયલા હોવાજ જોઇએ; આપ મતલબી મોડરેટરોનો પણ સારો જથ્થો હોવોજ જોઇએ. તેમના દાખલાઓ: કાઉન્સીલમાંના, મુખ્ય કરી મીલકતદારોની, નેમેલી રેન્ટએકટ સુધારવાની કમીટીનો "ગરીબોની દાજ" માટેનો નાદર રીપોર્ટ! (૨) આજકાલ કાપડ સુતરની મીલો એક વરસમાં બના ટેક્ષ આપ્યા પછી પંચોતેરથી ત્રણુસો ટકા નફા કરે છે, છતાં "બચીસ" ની ઢોંગી એકલપટી વાત વચ્ચે લાવી તેમની આવકના નજીવા ટેક્ષોમાં કરવા ધારેલા વધુ નજીવા વધારા માટે ધરપચ સરપચ! (૩) તરતને તરત રેલ્વેમાં મલાહીદાર ઓહ્દાઓ બીન અનુભવી દેશીઓને મળતા વાજબી પણે રહી જાય છે, તેના મતલબી ચચરાટને લીધે જી. આઇ. પી. વગેરે રેલ્વેઓ આંખ મીંચી ખરીદવા માટે અકડાતફડીનો વધુ નાદર નમુનો! જી. આઇ. પી. રેલ્વેને દાખલે લઇએ. તેના ઘણા ખરા શેર હોલડરો ફક્ત ઇંગ્રેજો છે. ઇ० સ० ૧૯૦૦ સાલમાં તેનું પેહેલું સાટું 'ખલાસ થયું અને વાજબીપણે એ ઇંગ્રેજોએ પોતાના પૈસા સાટા મુજબ પાછા માગ્યા ને પ્રીવી કાઉન્સીલ વેર ગયા. પણ તે વખતે હીંદમાં નાણાંની બતંગતાને લીધે અને તે વખતનાં હીંદ કલ્યાણ અરથે હીંદી સરકારે એવી કુનેહદાર યોજના રચી કે જેથી ઇ. સ. ૧૯૪૫-૫०માં નજીવા ખરચે એ મોટી રેલ્વે આપ મેળે સરકારની મતા થાય, પણ એટલાં પીસતાલીશ પચાસ વરસો પછી રીત સરના વારસીક વ્યાજ ઉપાંત તે વખતે ડેરરેલી હેટ પડતી રકમ

મેળવે. છેલ્લાં બે ત્રણ વરસ થયા દેશી મીલો અને ધણી મોલાતો એકજ વરસમાં સઘળા ટેક્ષો આપ્યા બાદ અસલ દામણુમાં બદલ નફાનો નવાલો ગુપચુપ ગરપ કરે છે, છતાં શીખાઇથી રેલ્વેના આવાં સાટાંમ "લુટ" ની વ્યાખ્યા (અજ્ઞાનોની તાલીઓ મેળવવાના કદાચ વીચારથી) આપવામાં આવે છે ! (૪) દેશનો સરવે કારોબાર પોતાને હસ્તક તુરત તુરત લઇ લેવાની દોલધાલુ "દેશ-ભકતો" ની ધરપચ અને નાશકારક કુનેહો ? શા માટે ? તે તો તેમનાં અંતઃકરણોજ જાણે. પણ તેના આખર પરીણામ તરીકે ખચીતજ નારતીક બોલશેવીઝમ હીંદમાં વધુ ફેલાય તે ખપરત છે. કારણ કે તેમની નેમો સુલેહ પાંઠરવા માટે જોઇતાં લશકર અને પોલીસને (ખરચમાં ઘટાડો કરવાને મસે) ફક્ત સરકારને નબલી કરવાની દીસે છે. પણ એ દોલધાલુ "દેશ ભકતો" ખુલ્લું કહે છે કે દેશ શાંતી માટે તેમને લશકર યા પોલીસ જોઇતી નથી. રેલ્વેઓ જોઇતી નથી. (બોલશેવીક નાણું લાવવા માટે) થોડી ઘણી સ્ટીમરો પુરતી થઇ. મીલો તથા યાંત્રીક કારખાનાં જોઇતાં નથી. લંગોટ પર અને ઘણું થાય તો ખડર ઓઢી ફરતું હરવું. મોટરકારો ફક્ત એ સુખીઓજ બેધડક વાપરી શકે. રાંધણીમાં બાયડીઓએ નાગાં થઇ રાંધવું. કારણ "કુદરત શું દેખાડે છે ?" ઘોડાં, કુતરાં, બીલાડાં, ભુંડો વગેરે પણ કયાં કપડાં પેહેરે છે ? ખુદ શેહેરો અને ગામડાંઓમાં જાનવરો કયાં રેલ્વે સ્ટીમરો વગેરે વાપરે છે ? તેઓ કેવાં નચીંત અને આનંદીમાં દીવસો ગુજારે છે ? બાપડા માટે તેઓ પણ ભુંકે છે. શું એ સ્વરાજી સ્વર્ગ નહી ગણાય ? લોક-સુખ સલામતી આપનારી બ્રીટીશ સરકાર સામે ધીક્કારવા જોગ વેર કેટલું એ દોલધાલુ "દેશ ભકતો અને ભકતાણીઓ" દેખાડે છે તે ખુલ્લા આકારમાં જણાઇ આવે છે. ફક્ત મુરખમાં મુરખ આદમીજ આ એક્ષ્ત્રીમીસ્ત નોહીલીસ્ટો અને દેશ ઘાલુ કહેવાતા "મોડરેટરો"ની યુક્તિબાજ કુનેહો સમજી શકે નહી. એ કલીફાત-તીલકીઆઓએ અફઘાનીસ્તાનને ઉશ્કેરી લડાઇ શરૂ કરાવી, તે દાખડા લશકરી કરોડો રૂપ્યાનો ભારી બોજો હીંદને માથે એ "ભકતો"ની પેરવાથી થયો, તે ખરી બીના જણાવવા એમના પક્ષકાર વર્તમાનપત્રો કેમ નથી જણાવતા ? તેમના એ કાર્યોથી આજનું હીંદ કેવી હાયઅફસોસ કરે છે ? ફકતું "લેંકેશાયર અને મેનચેસ્તરના ગોરાઓ" તો સસ્તું અને ધરખમ કાપડ હીંદમાં મોકલીને હરીફાઇથી ગરીબ મધ્યમ વર્ગોને રાહત આપતા હતા અને ચોક્કસ આંકડાથી કીધી નાખે તો હજી પણ સારાં કાપડની સોંઘવારી કરે, પણ "દેશી ભકતોના" વારસીક પંચોતેરથી ત્રણસો ટકા નફામાં કાપ પડે તેનું કેમ ? એ ગણુતરીના માલેતુજારો તો આખરે દેશીઓજ છેની ? ત્રીશ બત્રીશ કરોડ ગરીબ દેશીઓને કાપડની સોંઘવારી શાની જોઇએ, એમ એ "સ્વતંત્ર" ગણાવતાં દેશીઓ અને દેશી વર્તમાન પત્રો બેહાયથી બોલે છે અને છાપે છે, ને મુળ લડાઇ છુપાવવા વેલાતી ગોરાઓનું નામ વચ્ચે લાવી ધીક્કાર ઉત્પન્ન કરાવે છે. કેવી શોખાઇ ? કેવી નીચ હીકમતો ? પેલાં "જીના" વગેરે ફંડોના વીગતવાર હીસાબો કયાં છે ? ઝર ઝવાહેર, ઝવેરાત, મીલકતો વગેરે ખરીદી પચાવી પાડવામાં તો નથી ગળોપ થયાં ? થોડાં ઘણાં નાણાં સરકારી નોકરી મૂકનારાના ખીસાં ભરવામાં, લશકરને ભંભેરવા કરવામાં, હડતાળોના ઓઠાં હેઠળ હુલ્લડો વગેરે કરાવવામાં ખરચાયલાં જણાય છે, પણ બાકીના કયાં ગેમ ?

**“ વણકરોના હાથ પગ કાપ્યા !”**—બીન માહીતગાર કમઅક્કલીઓને સમજાવવા “ સ્વરાજીઓ ” એ એવો ગુતો લગાવી મજબુત પેરવી કીધી કે ચરખા ને રેંટીયાનો જમાનો મરણ પામ્યો, તે વેપાર અરથે આવેલી અસલની ‘ ઇસ્ટ ઇંડીયા કંપની’ એ હીંદના દેશી વણકરોના જોર જુલમથી હાથ પગો કપાવી નાખ્યાથી થયા ! તેના ટેકામાં તે વખતનો એક ડીસ્પેચ ટાંકે છે, જેમાં લખેલું કે “ આપણે દેશી વણકરોના હાથ પગ અત્યારથી કાપી નાખ્યા છે. ” એની જે ખરી મતલબ છે તે “ સરચાહના એ સાધુઓ ” (!) **હમેશની યુક્તિઓ પ્રમાણે** જણાવવા તદન ‘ મસેકા ટીન પાંઉ ’ કરી જાય છે, અને **પારસી એહલી ભકત સ્વરાજીઓ** પોતીકા ધર્મનો સાચ્ચું બોલવાનો ઉપદેશ ભુલી જઇ ખોટા અર્થ ઉઠાડી, જુઠ્ઠાઇને આગળ કરી, કમઅક્કલીઓને ઠગતાં ફરે છે. તવારીખનો ખરો અભ્યાસી જાણતો હોતેજ જોઇએ કે ઇ૦ સ૦ ૧૮૫૭ માં બહાદર બ્રીટીશ રાણી માતા વીક્ટોરીયાએ હીંદનું રાજ પોતીકે સ્વાધીન ‘ ઇસ્ટ ઇંડીયા કંપની ’ પાસેથી લીધું, તેની આગમચ એ કંપની બીજી ચીજો ઉપરાંત, વેલાતી તેમજ ઇરાની, ચીનાઇ કાપડનો મોહોળો વેપાર હીંદુસ્થાનના જુદા જુદા ભાગો પર, ( ફેકટરીઓ સ્થાપવા ઉપરાંત, ) કરતી હતી. હાલની પેઠે માંચેસ્તર, લેંકેશાયર વગેરેના વેલાતી કારખાનાંમાંથી બાહેર પડતું કાપડ તેનો કુમાસ, **પુશકળ** ધોવા છતાં **ટકી રહેવાની શક્તિ,** મજબુતાઇને ટેકો આપવા માટે બાંધેલા ટાંટણાને ખરી રીતે ગાંઠ મારવાની ચંચળાઇ, અમેરીકન તથા ઇજીપ્શયન લાંબો રેશમ જેવો મજબુત રૂનો તમામ ઉપયોગ, **વણતી વખતે જે ભીનાશ જોઇએ** તે કુદરતે ત્યાં આપેલી હોવાથી અને વળી સુધારેલાં સાંચા કામોનો મનધાકાર ઉપયોગ કર્યાથી નીકળતો મોટો જથ્થો, અને તે જથ્થાને લીધે થતાં **સસ્તાંપણાને લીધે** કાળમુ અજ્ઞાન હીંદી વણકરોના માલને કુદરતી રીતે દાબી દઇ શક્યું: યાને તેમના (ધંધાના) હાથ પગ કપાઇ ગયા ! પણ માણસો જ્યારે બદમાસી ભર્યા થાય છે, ત્યારે શબ્દોના અર્થોનો કેવો ખોટો ઉપયોગ કરે છે, તેનો આ વધુ દાખલો છે. આગળ ઇસ્લામી તેમજ હીંદુઓના રાજ્યોમાં કાંઇ વાંક પડવે બાપડાઓના હાથ પગ ખરેખરા કાપી નાખતા હતા, અને હાલ પણ અફઘાનીસ્તાન વગેરે દેશોમાં એ રેવાજ ચાલુ છે. ઇ૦ સ૦ ૧૯૨૧ માં માપલા “ સ્વરાજીઓએ ” શરૂઆતમાં તેમજ કીધું હતું. છેલ્લા માલેગામમાં સ્વરાજીઓએ રચેલા બળવા વખતે **ઇસ્લામી** વણકરોએ તો હીંદુઓની ખુદ **કતલગીરી કીધી** હતી. **ધારો** કે ઇસ્ત ઇંડીયા કંપનીના પોતાની કોઇ ફેક્તરીના લાંચ ખાઉ બદમાસોની વણકર ટોલકીએ ભાંજફોડ કરવા યા દુશમન વેપારીઓના કહેવાથી યા ધમકીથ બાળી નાખવા તાગરો રચ્યો હોય અને તે માલમ પડી આવ્યો હોય તો તે **વખતના રેવાજ પ્રમાણે** હાથ પગ કપાવી નાખવામાં પણ વાજબી ગણાય ! પણ પેલા ડીસ્પેચમાં જે વાક્ય લખેલો છે તે **હરીફાઇને લીધે** સારું, સુંદર અને સસ્તું વેલાતી કાપડ હીંદના રૈયત પોતીકા લાભ અરથે લેતી હોવાથી મોંઘે ભાવનું સ્વદેશી અને ફાટી જાય તેવું હલકુ કાપડ લેનારાઓ સુખીજ ઠરી, અનુભવ મળવે, વેલાતી યા પરદેશી **કીમ્મત પ્રમાણે સસ્તું** કાપડ મનધોકાર લીધાથી કુદરતી રીતે બચાસી અનગડ હીંદી વણકરોના દહાડા ગણાઇ ગયા: યાને આપણી સધારણ બોલીમાં “ હાથ પગ કપાઇ ગયા ! ”

**હીંદ હીંદને માટે !**—હાલના ફુટી નીકળેલા હીંદુ સ્વરાજીઓ કહે છે કે હીંદ અમારું છે; બીજા હાથ પર તેમના “ ભાઇબંધ ” ઇસ્લામીઓ રસ્તે શોરીએ જણાવે છે કે “ હીંદુસ્થાન

આપના હુકમ !" આ એક "બાહ્યબંધ" કામોનો બચોજ રમુજી જમડો હસાવ્યું ઉપજાવ્યા વગર રહેતા નથીજ ! પછી ભલે સ્વરાજીઓ કેહેવાતી 'બાહ્યમંથી' ને લીધે તે પર નફ્ફટાઇથી ઢાંકણ વાળે ! કેટલાક ધર્મજ્ઞાની અને ધર્મચુસ્ત પોતાને ગણાતા સ્વરાજીઓ તો રસ્યન જરમન બોલ્સેવીસ્તો પાસેથી હડતાલોને મસે બળવા જમાડવા માટે નાણા સંબંધી બદલો મેળવી અજ્ઞાન લોકને ઠગવા અને તેમનું ધ્યાન પોતા તરફ ખેંચવા ધર્મ પર બાપણો આપવા ૪૦ ના ઠગબાજીના કામો કરવાથી, લોક અહ્વા પ્રમાણે શું નીશાણાં છે? હોય યા નહી, માટે [illegible]એ એવાંઓથી ખુબ ચેતી ચાલવું, નહી તો નવેમ્બર ૧૯૨૧ના જેવો બે ચાર [illegible] પાછો નહી આવી પડે! ગાંધી, અલીભાઇ, તીલક ફંડ ઉપરાંત રસ્યન જરમન નાસ્તીક બોલ્સેવીસ્તો તરફથી મળતું એક તદન અલાહેદું ફંડ પણ કહેવાય છે, જો કે બધાંની નેમ અંદરખાનેથી એક મલતી છે. પણ હીંદ કોણનું ? નીચલી ખરેખરી હકીકતો વાંચી તેનો તોલ વાંચનારેજ કરવો.

અસલ આર્યો ઉત્તર ધ્રુવ તરફ હતા. પારસી ધર્મ પુસ્તકો "ખોરદેહ અવસ્તા" માં બાથા સ્પેન્તોમદ (હા. ૫૦–ફ. ૧૦) તથા મેહેર યશ્ત પ્રમાણે ગ્રહોની તથા રૂતુઓની હીલચાલો તથા દીવસ–રાતના ઉજરહાં તથા અંધકાર પ્રમાણે ત્યાં એક ખંડ હોવાથી યા તો યુરોપના ઉપર ભાગો સાથે જોડાયલો હોવાથી, આર્યો–પારસીઓ ઉપરાંત આજે પોતાને જે હીંદુઓ ગણાવે છે તેમના વડવાઓ, વગેરે–ત્યાં હતા. પણ દીવસે દીવસે ઉત્તર ભાગ તરફ મોટા ભારે બરફોના તોફાનો વધ્યાથી ત્યાંની પારસી પાદશાહતોએ વખતો વખત દક્ષીણ તરફ કદમ ફેરવી વસવા માંડયું. રૂતુએ અહીં પણ તેમનો પીછો છોડયો નહી, તેથી વધુ દક્ષીણ તરફ આવતાં ઇરાન વેજમાં તેઓએ પોતાનું મકાન કીધું. એ વખતે આગમચ તો ઉત્તર ધ્રુવનો ભાગ યા ખંડ ચોલુ ગંજાવર બરફના તોફાનો અને એક છેલ્લાં ધરતીકંપોને લીધે ગરક થયો અને તેની પર પાણી ફરી વળ્યું. જેને આપણે જગરેલ કહીએ છીએ. વેદમાં પણ તેના ઇશારા છે. ત્યારે સર્વ આર્યો ઇરાનમાં ઠરી ઠામ થયા. પણ અહીં રૂતુને બદલે નવું તોફાન શરૂ થયું. ધર્મ ઉપાધ્યાઓની ખીસાં તર કરવાની તરેહવાર યુકતીઓને લીધે તેઓ લાકડાં પથરો વગેરેના આકૃતી વાળા આકારોને દેવ દેવીઓ ઠેરવી ભકતી કરાવવા લાગ્યા. પણ એકજ અનદીઠ ખુદાને માનનારો સુધારાવાળો ટોળો તેમાંથી ઉભો થયો; સ્પીતમાન જરથુસ્ત્ર પેગમ્બરે તેમને જોશ આપ્યું, અને છેલ્લાં પાદશાહોએ આ નવા ધર્મના ફરમાનોના ઉમદાપણાને લીધે સ્વીકાર કીધાથી તે જરથોસ્તી યાને પારસી ટોલા દાખલ ગણાવા લાગ્યો. રાજ દરબારે પણ આ નેકી અને સ્વચ્છતાઇથી ભરપુર જરથોસ્તી ધર્મ અખત્યાર કીધાથી અને આર્યનો વધુ અને વધુ તે દીનમાં જોડાવાથી, વેહમોને ઉત્તેજન આપનારા બ્રાહ્મણો અને તેમના વેદીક ચેલાઓએ દક્ષીણ ભણી કદમ ફેરવ્યાં, જેમ કરતાં તેઓ હીંદુસ્થાનમાં આવ્યા; અસલ ભુમી ઇરાનમાં આ વેદીક આર્યનોએ 'સોમ' ઝાડનો દારૂ પી છાકટા બનવાનું, લુટફાટ કરવાનું અને ઇરાની–આર્યોના પર બારના આસામીઓ પર જાલમ ગુજારી તેમનાં ફળદ્રુપ ખેતરો પર દરોડા પાડવાનું ચાલુ રાખ્યું હતું. તેથી સુધરેલા આર્યનોએ આ વેદીક–આર્યનોને તેમની દેવ યાને સેતાન્યત પરસ્તીને લીધે "દેવ" ઉપમા આપી. [ વાંચો "અકલમંદ અર્દવાન." ની વાર્તા ] અને તમામ અવસ્તા વાણીમાં એ વેદીક–આર્યોને એજ નામે—દેવ યા સયતાન—બોલાવેલા જોવામાં આવે છે.

બુદ સ્પીન્તમાન ઝરથોસ્તના ગાથાંમાં પણ તેમની બદીઓ પર ધીક્કાર દેખાડી એજ "દેવ" તરીકે ઓળખાવ્યા છે. એના વેર ભાવમાં વેદીક–આર્યનોએ સુધરેલા તથા નેકીવાળા ઇરાની આર્યોને 'અસુર' નામે ઓળખ્યાં. આ પ્રમાણે અસલ આર્યનોના બે તાયફાઓ થયા, અને 'સુર' તરીકે પોતાને પાછળથી ગણાવનારાઓ નાઠેલા વેદીક આર્યનો, હુનો તથા ચીનાઓ ભેગા, આશરે અઠાવીસસો વરસ પર હીમાલય અને વીંધ્યા પરવતો વચ્ચે ત્યાંના અસલ વતનીઓને જેર કરી વસ્યા. ત્યાર પછી મગધના રાજાના એક સગા ચંદ્રગુપ્તએ મેસીડોન્યાના રાજા સીકંદર પાદશાહને હીંદુસ્તાન પર ચઢાઇ લાવવા લલચાવ્યો. સીકંદર જીતીને જ્યારે પાછો મેસોડોન્યા ગયો કે આ ચંદ્રગુપ્ટાએ બેવફા બની ગુપચુપ એક લશ્કર ઉભું કરી નબરવસ સીકંદરી લશ્કરને હરાવી પતલીપુત્રા યાને પતનામાં રાજ્યધાની સ્થાપી પોતે મહારાજા થઇ બેઠો. બીજી તરફ, પુર્વથી ચીના અને ઉતરથી અફઘાનો વગેરેના ટોળાંઓ પણ તેમની સાથે ભેળાતાં ચાલ્યાં. ઇરાન છોડી આવેલાં વહેમી આર્યનો લડાઇ કરવાની એષ્ટાઇને લીધે હીંદના રાસ્ત્રીકા, કાતકરી, ધોંડ. ઇ૦ અસલ વતનીઓને જેર કરીને હીંદમાં ઠરી ઠામ થયા. જે અસલ વતનીઓના વંશજોને આપણે રાસ્ત્રીકા, કાતકરી, કાઠુરી, ભીલ, વગેરે કહીએ છીએ તેઓ હજી પણ અજ્ઞાન રહી જંગલોમાં રહી જીંદગીના બાકીના દહાડા ગુજારે છે, અને મનુ, દશરઠ, રામ વગેરેના વખતનો થોડો ઘણો ખ્યાલ આપે છે. સ્વરાજીઓના મુખીઓને એવો જમાનો મુખથી બહુ ભાવે છે. કારણ કે જબરદસ્તી, ખુનો, બાયડી છોકરાંઓ ઉપાડી જવાં વગરેનો નીરભયપણે, શીક્ષા વગર, ઉપયોગ કરી શકાય છે.

પણ પારસી–આર્યોને છોડીને વેદીક–આર્યો હીંદમાં આવ્યા, છતાં ચોકકસ વખત ઉપર સર્વોતમ પારસી પાદશાહોની સતા હેઠળ તેઓ હોવા જોઇએ. કારણ કે પારસી હખામની વંશના હીસ્તાસ્પીસ પાદશાહનો છોકરો પાદશાહ દારવ્યુસ યાને દરાયસ ( દારાં ) બીજા રેકી ભાષામાં તખ્તે રૂસ્તીમ તેમજ પરસીપોલીસ યાને તખ્તે જમશીદમાંના દરાયસના મેહેલના દરવાજા પરના લેખમાં જણાવે છે કે "હું છું દરાયસ; મોટો પાદશાહ, પાદશાહેને પાદશાહ; ઘણી પ્રજાનો પાદશાહ, નીચલાં દેશો પર સતા ધરાવું છું ને ખંડણી લઉં છું, જેવાં કે સુસીયાના, મીડીયા, બેબીલોન, અરબસ્તાન, એસીરીયા, મીસર ( યાને ઇજીપ્ત), આરમીન્યા, કાપેદોશ્યા, સ્પાર્ટા, આયોન્યા, સગારસ્યા, પારથીઆ, જરંગ્યા, એસીઆ, બાકત્રીયા, સોગડીયાના, ખોરાસાન્યા, સંથેગેદીયા, આરકેસ્યા, હિંદ, ગંદ્રા, સસ્યા અને મીસોચ્ય."

પહાડી મેહેલો પરના ઉપલા લેખો પરથી જણાશે કે હીંદુસ્થાન પર એક વખત પારસી પાદશાહોના હકુમત હતીજ; યાને હીંદુસ્થાન પારસીઓનું હતું. ત્યાર પછી જેમ આરબોએ ઝીલ્લા પછી પારસી પાદશાહ યજદેઝરદને લડાઇમાં હરાવી ઇરાની રાજ લઇ ત્યાં ઇસ્લામી ધજા ફરકાવી, તેમ ઉતર તરફથી મોગલ પાદશાહ બાબરે આવી લડાઇઓ કરી હીદુસ્તાનમાના ઘણાક ભાગોમાં ઇસ્લામી હકુમત સ્થાપી. તેના વંશજોએ સલતનતમાં મોટો વધારો કીધો, તેમાં ઓરંગઝેબે તો તે ઉપ્રાંત હજારો હીંદુ મંદીરો અને મુતીંઓનો નાશ કરાવ્યો; એપ્રીલ ૧૬૬૯માં દરેક પ્રાંતોના હાકેમો પર તેમ કરવા હુકમો મોકલ્યા હતા, તેમાં વળી બ્રાહ્મણોની દરેક નીશાળ પણ નાશ કરવા લખી હતી. તેત્રીશ લાખ રૂપ્યાનું મથુરાનું એષ્ટ કેલવરાય મંદીર જમીનદોસ્ત કરાવી તેમાંની હીંદુઓની અતી માનીતી મુરતીઓને જાનેવારી ૧૬૭૦માં

આથી ખાતે લાવી જહાનારા મસજીદના દાદર નીચે દતાવી, કે જેથી દરેક મુસલ્લામી નીમાજી તેમની પરથી ચાલી જાય! કાઠીયાવાડના સોમનાથના દેદેરાંનો પણ નાશ કરાવી તે જગા પર દાન દેવાની મના કીધી! ઇ૦ સ૦ ૧૬૭૯-૮૦ માં ફક્ત મેવારમાંજ બસો ચાલીશ મંદીરનો નાશ કરાવ્યો, જેમાં પ્રખ્યાત ત્રણ ઉદેપુરના અને એક સોમેસ્વરનું હતું. તા૦ ૨ જી એપ્રીલ ૧૬૭૯માં જેઓ મુસલ્લામી ધર્મ પાલતા નહી હોય તેઓ પર જજીઆ કર વેરો પાછો ચાલુ કરાવ્યો. કેટલાંક નીરધન લોકો જજીયા વેરો કાઢી નખાવવા માટે એ શેહેનશાહની સ્વારી અટકાવી આજીજી કરવા રસ્તામાં સુઇ ગયાં તો **હાથીઓના પગો તળે તેમને તરત કચડી નાખવા હુકમ કીધો!** રજપુત સીવાય દરેક **બીન મુસલ્લામોને** હાથી, પાલખીઓ યા અરબી તથા ઇરાની ઘોડાઓ પર બેસી ફરવાની **મનાં કીધી!** કલમના એકજ ફટકાએ જાહેર દફતરખાનામાંથી સર્વ હીંદુઓને નોકરી પરથી રૂખસદ આપી! આ પ્રમાણે હીંદમાં મોગલ દસ્ત પેડો, તે છેલ્લા દીલ્હીના નબળી સતાના મોગલ શાહ વેર રહયો. ત્યાર પછી આગળ જોઇ ગયાં તેમ પેસ્વા અને બીજા હીંદુ મુસલામી રાજાઓ અમલ કરવા લાગ્યા, ને ખરકોની લડાઇ પછી તેમનો આંકો આવી બ્રીટીશ અદલ રાજ ચાલુ થયું. ત્યારે હવે હીંદ ખરેખર કોણનું, અને કોણ માટે, તેનો વાંચનારેજ ખ્યાલ કરવો!

**નેશનલ સ્કુલો:**—સ્વરાજીઓની અસંખ્ય **છેતરપીંદીની** આ એક નવી યુકતી છે. એમાંથી પેસા કુતી કાઢવા ઉપ્રાંત ભવીસ્યની ઓલાદને તદન ઉંધે રસ્તે દોરવા કોમી વેર ઉત્પન્ન કરાવવાની હલકામાં હલકી તુચ્છકારવા જોગ નેમ છે. એમાં તવારીખના તદન ખોટાં ગુલબાનો સીખવવામાં આવે છે. માટે અજાણ અને નીતીવાન રૈયતે ખુબ સાવચેત રહેવું. સબબ, આવી ભુંડી શીખામણો સીખેલો છોકરો યા છોકરી કુદરતની રીતે મા બાપ યા વાલીની દરકાર કરે નહી યા માન રાખે નહી. છેલ્લાં ચોરી લુટફાટનો ધંધો તો તેમને માટે છેજ! આ નેશનલ, યા રાષ્ટ્રીય શાળાઓના કેટલાક મુરબ્બીઓ 'મોટાં માણસો' દખાશે, પણ દરેક કોમે એટલું યાદ રાખવું કે તેઓ એક યા બીજા સબબસર ખાનગી સ્વારથી ઓહદા, ખેતાબોનો **લાભ સરકાર પાસેથી નહીં મેળવી શકયાથી વેરભાવમાં** ફક્ત જોડાયલા છે. સઉથી હસવા જોગ તો એ છે કે બ્રીટીશોનીજ સનદો ધરાવતા એવા 'મહાન પુરૂષો' એ હજી તુલાક એ સનદો, ખેતાબો, ઇ૦ પાછા સપુરંદ **કીધા નથી.** કેવા લોકરક્ષોઓ! ધન્ય છે તેમની છાતીને કે જાહેરમાં છેતરપીંદીનું બજાર તેજી રાખી શકે છે!

**ચાર આને ફરો ઘઉં ને બે રૂપ્યે મણ સોજજુ ઘી:**—કરોડ રૂપ્યાની યા જરમન રસ્યન બોલસેવીસ્ટોની જર જવાહેર યા સોનાની મદદોથી બ્રીટીશોને હીંદમાંથી હાંકી કાઢયાથી "અસલના વખત પ્રમાણે ચાર આને ફરો ચોખા અને બે રૂપે મણ ઘી મળશે" કરી સ્વરાજીઓએ મુર્ખાઓને પોતાની તરફેણમાં મોહીત કીધેલાં જણાય છે. "આપે કે કોણ, ને લે છે કોણ?" ની કહેતી એક બાજુ મેલી, એની પણ તપાસ ચલાવીશું. શું તેમ બન્યું હોય? ખરચીતજ! બ્રીટીશોએ વહીવત પોતાના હાથમાં લીધો તે અગમચ સરકારી જમીનબાકું યા ટેક્ષો, ઉપજના ચોક્કસ ટકા પ્રમાણે તે ચીજો લઇ, દેશી સરકારો વસુલ કરતી હતી, અને કદાચ તેની કીમ્મત ઉપર લખ્યા મુજબ હીસાબ રાખવા ગણાતી હોય! કદાચ દરીંગ પર કોઇ વરસ કેઠ બીજાં રાજશો પર દરેરો પાડવાનો સંજોગ નહી મળતો હોય, તો પછી બે વંઝારાનો સામાન એવી કીમ્મતે સરકાર લશકરીઓને, નોકરોને યા રૈયતને વેચંતી પણ હોય! આ પણ

બનવા જોગ છે કે જે સ્થલોએ દરોરા પડવાની ખાતરી હોય તે સ્થલોએ બેડુનો વગેરે એ ભાવે પણ વેચી નાખી નાણું વસુલ કરવામાં સલામતી જોતા હોય! કદાચ દૂર તફાવતે મોકલવાના બીન સાધનોને લીધે પણ કેટલાંક વેચતાં હોય! લગભગ સાત અબજ રૂપ્યાની હીંદી રેલ્વેઓ અને સ્ટીમરો જેવાં સસ્તાં સાધણો તે વેળા નહી હતા. પણ અક્કલમંદ સ્વરાજીઓના મુખીઓ તો કહે છે કે રેલવે વગેરે નહી જોઇએ. કારણ કે ઝડપી મુસાફરી અને પોલીસ બંદોબસ્તને લીધે જર જવાહેર વગેરે **નીરાંતે લુટવાનું**, બાયડીઓ છોકરાંઓ વગેરે પગ વાટેથી **ઉપાડી જવાનું** સાધન તો તેથી જતું રહ્યું. અસલ દેશી રાજ્યોના અમલ કેવો હતો તે ઘણાંક વાંચી શકતાં નથી; છતાં, કોટ, કાલબાદેવી, ગ્રાંટરોડ પરની ખુદ હીંદુ અને ઇસ્લામી કંપનીઓના વખણાયલા નાટકો શું ભાસ કરાવે છે ? શું એ હીંદુ ઇસ્લામીઓએ તદન ખોટાં પાત્રો જોડી કાઢ્યાં ? જેને જેને બુદ્ધી હોય તેણે બે ઘડી તેનો ઉપયોગ કરવો જોઇયે. સ્વરાજીઓ ! તમારા પગ તરફજ પહેલ્લાં નજર કરો. ' તવારીખો ખોટી 'ના બેહુદા લખાનો છોડી દેવો. એજ તવારીખમાં તમારી ' શાહુકારી, ' છેતર પીંડી, લુટફાટ, ખુનરેજી, હડતાળોને મસે હુલ્લડો, વગેરે, અત્યારમાં લખાઇ ચુકાં, છે. અજ્ઞાનોમાં બ્રીટીશો સામે તદન ખોટાં ગુલબાનો ઉરાડવા એ તો દરેક સહમજુ જાણે છેજ કે એક વધુ સેતાન્યત કામનો વધારો કરવામાં આવ્યો. સુર્ય નારાયણ, આફતાબ યા ખોરશેદનું તેજી કીરણ જેમ છુપું રહી શકતું નથી, તેમ સ્વરાજી જુઠાણાં પણ લાંબો વખત છુપાં રહી શકશેજ નહી.

" **સ્વદેશી** હુન્નરો વધારો ! " સ્વરાજીઓ આ વાક્યો અવાર નવાર બકે છે. પણ છેલ્લા ત્રણ વરસ દરમ્યાન વખત અને મેહેનતના પ્રમાણમાં થોડો હલકો મોઘો માલ ઉપજાવનારા ચરખા અને રેંટીયા શીવાય બીજા કયા હુનરો દાખલ કર્યા છે ? **તેમના સ્વદેશી હુન્નરોમાં** તો હડતાળો, હુલ્લડો, ખુનરેજી, લુટફાટ, સતાવાળાઓ સામે તરેહવાર ખોટાં ગુલબાનો અને હડ હડતી જુઠ અફવાઓ, દમ દાટી, પ્રમાણીક ધંધાદારીઓના કુટુમ્બની આવકમાં અટકાવો, વગેરે, મુખ્ય જગ્યા લે છે. ધીકતાં કારખાનાંઓના અજ્ઞાન કામદારોને ઉશ્કેરી ધંધાને નુકશાન કરાવ્યા ઉપરાંત તે કામદારોનાં કુટુમ્બની પાયમાલી જરમન રશ્યન **બોલશેવીક રીતીઓ પ્રમાણે** કરાવે છે. ત્રણ વરસોમાં તમો દેશીઓએ દેશી કંપનીઓ સ્થાપી, અને તેના સ્વદેશબંધુ શેર હોલ્ડરોને કેવી **ભયંકર ખોટના ખાડામાં** ઉતાર્યા, તેનો કાંઇ તમોને ખ્યાલ છે ? વેલાતી કારખાનાવાળાઓને યુક્તીથી થોડો ઘણો ગેડો લગાવ્યો, પણ પરમેશ્વરે તમારાજ સ્વદેશી ભાઇબંધોને હાથે તે કરતાં વધુ સખ્ત લગાવ્યો, અને તેજ વખતે વેલાતીઓના પૈસા પણ બચાવ્યા. કર ને જો, અહીનું અહીંજ ! સત્યનો જય સદા છે. કાપડ, વગેરેની મોંગવારી મોટે ભાગે એ કરપીણ સ્વરાજીઓને લીધે છે. તવંગર મીલ એજંટો અને મીલ શેર હોલ્ડરો બાતેનમાં તેમને હાલ તરત ઉશ્કેરે છે. કારણ કે નીરધનોને ભોગે તેઓ મોટા નવાલા પોતાના ગજવામાં શેરવી શકે છે. જેહની જાગાએ ગયલાઓ તરફ દીલસોજી દેખાડનારાં પાત્રોનાં મુળ મતલબ એજ છે. તારો અને ઠરાવો સરકાર પર મોકલવાની ધીકકાર પાત્ર કોશીશો આપ મતલબી છે.

બોમ્બે પ્રેસીડંસી એસોશીએશન, દેશી વેપારી ચેમ્બર્સ, સ્વરાજ સભાઓ, દખ્ખન સભા, વગેરેના કરતા કારવતાઓ અંદરખાનેથી એકના એક છે. ફક્ત પૈસાના જોરે આગેવાન ફાવે છે, અને અજ્ઞાનોને ઠગી શકે છે.



# વાછા બ્રધર્સનું વૃતાંત.

કંઇ અસંખ્ય તવારીખ વગેરેના કીસ્સાઓ મારી તરફથી બાહેર પડતા હતા ત્યારે ઘણાઓ જણાવતાં હતાં કે "તમારી પેઢીનોજ કીસ્સો કેમ નહી બાહેર પાડતા?" પણ તે વખતે આ લખનારને નઓજું લાગ્યું, એટલુંજ નહી પણ મુંબઇના બે ત્રણ અઠવાડીક પત્રોએ ત્હોડે ચઢી છબીઓ સાથે તવારીખ છાપવા માગી, પણ મેં ઠંડું પાણી રેડયું ને વાત વીસરાઇ ગઇ. હવે જ્યારે આ "શાહુશાક પેઢી" જમાનાને દોરે બંધ પડી છે, અને કેટલાકો હજી તેની તવારીખ જાણવા માંગે છે તો આ ટાંકણે ટુંકમાં જણાવવામાં હવે હરકત નથી.

તમારા સેવકનું નામ માણેકજી! ટપકામાં નશરવાનજી! ભાઇઓના નામો સોરાબજી તથા જેહાંગીરજી. બાવાનું નામ બેહરામજી જરજોરજી માણેકજી જીજીભાઇ બાટલીવાલા તથા વાછા. વંસાવલીનો જેમને શોખજ હોય તો જુવો "મુંબઇના બાહેર"ના બે વોલ્યુમોમાં બાટલીવાલા ખાનદાનની તવારીખ. અમારાં ભલાં અસીલ જન્મ આપનારનું નામ બાઇજીબાઇ જીવાજી મા. વાછા હતું, જેઓ રોજ ૨૩ મો, માહ ૧૨, શહેનશાહી સને ૧૨૭૭ (ઇ. સ. ૧૯૦૮) બેહેસ્તનશીન થયાં હતાં.

આ લખનારનો જન્મ તા. ૧૪મી જુલાઇ ૧૮૬૪ ને દીને હતો. માતાજી તરફથી વાંચણનો જાણે હડીઓ આવ્યો હતો. તેવણ તથા તેવણના અસીલ માતાજી સુનાબાઇને ગુજરાતી વાંચનનો કેટલો શોખ હશે તે એટલાંથીજ જણાશે કે દરરોજી વર્તમાન પત્રોમાં "જામે જમશેદ", "અખબારે સોદાગર," "મુંબઇ સમાચાર," "રીપન રીપોરટર" વગેરે ખરીદવામાં આવ્યા ઉપ્રાંત "સત્ય મીત્ર," "પારસી પંચ," "યજદાં પરસ્ત," "રાસ્ત ગોફતાર," "દાતરડું" વગેરે સાથે મુંબઇમાં નીકળતાં દરેક માસીક ચોપાન્યાઓ પણ ખરીદી વંચાતાં, અને આ લખનાર પણ આ બાહતાં જ્ઞાન પર તરાપ મારતો. નાનપણમાં અમો ભાઇઓએ ખેતવાડી કાવસદારૂની નાની દુકાન જેવી જગ્યામાં કેળવણી લઇ, ત્યાર પછી થોડે દુર આવેલી શેઠ જીજીભાઇ દાદાભાઇની સ્કુલથી થઇ, કોર્ટમાં ફ્રેંચ સ્કુલ, સર જમશેદજી ઇન્સ્ટીટયુટ, એલફીનસ્ટન હાઇ સ્કુલ થઇ, છેલ્લાં "રોટલો પેદા કરવા" તારદેવની સખી વજીદ મી. નવરોજજી નશરવાનજી વાહડયા સી. આઇ. ઇ. ની મેનેજમેંટ હેઠલની માણેકજી પીટીટ મીલના જબરાં મોટાં એનજીન સાથના વર્કશોપમાં સેવક તથા સોરાબજી શીખાઉ દાખલ થાકરી રહ્યા. બેહસ્તનશીન મી. નવરોજજી કેવા બાહોશ એનજીન્યર હતા તે તેમના એ એનજીન પરથી ઝટ જણાઇ આવે છે. છીની હથોડીથી અમે કામ શરૂ કરી છેલ્લે વર્કશોપના દરેક તરેહવાર યંત્રો પર જાતે કામ કરી, ખુદ એન્જીન રૂમમાં કામ કરવા શરૂ કીધું, તેટલાં ભાયખલાની વીકટોર્યા જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટ ઉઘડી ત્યાં ઉપલા બાહોશ મરહુમની ઇચ્છાથી વધુ શીખવા ત્યાં ગયા. મારા ભાઇ સોરાબજીએ એનજીનીયરીંગ ધંધાની લાઇન, જ્યારે આ લખનારે રૂપારખવાથી કાપડ વણવા સુધીની સંપુર્ણ કેળવણી લીધી. એ ઉપ્રાંત પ્રયોગો સાથે ઇલેક્ટ્રીક, કેમીસ્ત્રી, ડ્રોઇંગ વગેરે ત્યાં શીખ્યા તે જુદું. ટેકનીકલ કોલેજના એ સપર પહેલા બેચમાં, અમો હતા, અને તે મસ્તી તોફાનમાં એક પુરો ગણાતો! એલફીન્સટન હાઇ સ્કુલમાં તરેહવાર મસ્તી તોફાનનો વારસો મેળવેલો, તે હવાં વધુ ફુરસદ હોવાથી પુર બાહરમાં ખીલી નીકળેલો, તેમાં નેક પ્રીન્સીપાલ શીથીયન તથા કોટન માસ્તર મી૰ હ્યુ મેની પાપરા ઇંગ્લાંડથી આવેલા: એટલે કેટલીક વેળા ઢીંગા મસ્તીની હદ કુદાવી જતા!

કારણ કે એ અસરાફો ગુજરાતી યા ઉરદુ ભાષાથી બીન માહીતગાર હતા, જો કે પોતાના હુનરી જ્ઞાનમાં કુશલ હતા. ભલા મરહુમ ડૉક્ટર તવરીઆ તથા પ્રોફેસર વેલીન્કર ( હાલ બેરીસ્તર–એટ–લૉ ) અમો પારસીઓની પારકાંઓને જુમો પડાવવાની રીતોથી તદન માહીતગાર હતા, છતાં હું ધારૂં છું કે તેઓ બાતેનમાં ગમત મેલવતા હતા. એ દીંગા મસ્તીમાં મારા બેહસ્તનશીન દોસ્ત ભાઇ અમનજી ફરામજી દાવર પહેલે નંબરે આવતા તો તેમ કહેવામાં ખોટે, ગણાયશ નહી. એ ભાઇ ચોપન વરસની વયે તા. ૧૧મી ફેબરૂઆરી ૧૯૨૨માં હાર્ટ ફેલ્યરથી બેહેસ્તનશીન થયા હતા, પણ પોતા પાછળ મેસરસ બી॰ એફ॰ ડાવર એન્ડ કંપની નામે મીલોને તરેહવાર સામાન પુરો પાડવાની પેહેડી મુકી ગયા. તેકનીકલ કોલેજમાં લીધેલી કેળ- વણીને પ્રતાપે કેટલોક સરસ સામાન પોતાના કારખાનામાં પોતેજ બનાવતા હતા: તેવણ એ પાછલ સદા ખંતીલા રહેતા. એવણુ સાથની અમો ભાઇઓની દોસ્તી છેક ફોર્ટ ઍંગ્લો સ્કુલના વખતથી તે મરવાની ઘડી તુલીક હતી. હું કહેતાં વિસરી ગયો કે ખેતવાડીમાં નાનપણથી અમો ભાઇઓ કસરતશાળામાં જોડાયા હતા અને ત્યાં સ્વીમીંગ બાથમાં તરતાં પણ સીખ્યા હતા. એલ્ફીન્સ્તન હાઇ સ્કુલની વેળા અમારી પોતીકી નાની એક ક્રીકેટ કલબ હતી: હમણા જ્યાં કામા ઓસ્પીતલ છે ત્યાં અમો એ ઉમદા રમત ખેલતા હતા. આ સ્કુલની વખતેજ આ લખ- નારને ન્યુસપેપરો તથા માસીક ચોપાન્યામાં લખાણો કરવાનો શોખ લાગ્યો હતો, તેમાં એ સ્કુલના બાહોશ શીક્ષક ભલા મી. પેસ્તનજી સંજાના હસ્તકની લાઇબ્રેરીની ચોપડીઓથી મને પુશકળ મદદ થઇ હતી. સરસ લખાણોનો ત્યાં સંગ્રહ હતો.

ટેકનીકલ કોલેજમાં ત્રણ વરસનો કોર્સ પુરો કરી ઇ॰ સ॰ ૧૮૯૨ માં ગુજરાતના જુદાં જુદાં કારખાનાઓ જોવા તથા તેમાં કાંઇ નવાં યંત્રો હોય યા કાંઇ નવી રીતી હોય તે જાણવા વધુ અનુભવ મેલવવા અમો સ્ટુડંટ્સ પારસી દોસ્તોની નાની ટોલકી નીકળી હતી. બરોડા રેલ્વેના એજન્ટની મેહેરબાનીથી અમોને કીફાયતે મુસાફરી કરવા સાથે ઘણી સવળતા મળી હતી. અલબત્તાં ! એ સર્વ માટે અમો મુખ્ય કરી બેહસ્તનશીન મી. નવરોજી નશરવાનજી વાડીઆને આભારી હતા, જેવણ પહેલા સર દીનશાહજી પીટીટ તથા લોર્ડ રેની પેઠે એ કોલેજના જીવ હતા એમ કહીએ તો ખોટું નથી.

ગુજરાતની મુસાફરી તો કરી આવ્યા અને વર્તમાન પત્રોમાં હેવાલો પણ છપાયા, પણ નોકરી મેળવવાના વાંધા પડયા ! મીલોનાં જુદા જુદા ખાતાંના ઉપરીઓ તેમના પેટ પર લાત પડશે ધારી તથા સેંકડો યા હજારો રૂપ્યા શીખાઉઓ પાસેથી મેલવતા હતા તે લગભગ બંધ થવાથી અદેખાઇના માર્યા પોતાના હાથ હેઠળ વટીક રાખવા તદન નારાજ જણાયા. છેલ્લાં બન્યું એમ કે એ પહેલ્લાં બેચતાંના લગભગ એંસી ટકા તદનજ જુદા જુદા ધંધામાં પડયા. મેહનત બરબાદ ! ટેકનીકલ કેળવણીને સ્વદેશીઓજ કેમ ઉતેજણ આપે છે તે શરૂઆતમાંજ જણાઇ ગયું ! એ વીશ ટકાનો મોટો ભાગ જે મીલો યા કારખા- નાઓમાં આખરે ચાકરી રહેતા નસીબવંત બન્યો, તે રૂપજીની મુખ્ય મદદથી હતું.

થોડા મહીના અરસામાં ખીચડો ખાધા પછી આ લખનાર અને નાના ભાઇ સોરાબ- જીએ તે વખતના લોક પ્રીય થવાની અણી પર આવેલા નવા શરૂઆતના સાઇકલના ધંધામાં ઝંપલાવવા નક્કી કીધું. અમોને એ કામમાં અમારા સગા બેહસ્તનશીન શેઠ પેસ્તનજી સોરા- બજી ખરેઘાટે ઘણી હીમ્મત, ઉતેજણ અને મદદ કીધી. એવણ પોતાના વખતમાં કેટલા

બધા સ્વતંત્ર, લોક પ્રીય અને એકલા હીસાબો હતા, તે તો મુંબઇની તવારીખ જાણનારને માલમ હોવુંજ જોઇએ. ઘણાજ ગુંચવણ ભર્યા અને દગાબાજીથી ભરપુર હીસાબોનાં ચોપડાંઓ તપાસી તેના રીપોરટો કરવાનું મુશ્કેલ કામ ખુદ હાઇ કોર્ટ તરફથી એવણને સોંપવામાં આવતું હતું. દીવાળું કાઢનાર કેશવજી નાયકનો દાખલો પુરતો થઇ પડશે. લોક રક્ષી મી૦ નવરોજી ફરદુનજીની એપોલો સ્ત્રીટમાં આવેલી ઓફીસમાં મી૦ ખરેઘાટની બેઠક હતી અને બન્ને વચ્ચે ગાઢી દોસ્તી હતી.

એવા એ પરગજુ ગ્રહસ્થના ઉતેજનથી અમારા સાઇકલના ધંધાની શરૂઆત હાલની પ્રોકટર સ્ટ્રીટમાં આવેલી છોટાણી બીલ્ડીંગના આગલા વરંડા પર ઇ૦ સ૦ ૧૮૯૨માં કીધી, કે જ્યાં અમો રહેતા હતા. સાતસો રૂપ્યા પહેલ્લા ઉછીના મરહુમ શેઠ પેસ્તનજી પાસેજ લઇ અમે બન્નેએ શરૂઆત કીધી. "જામે જમશેદ" માં ટુંકી જાહેર ખબરો અવાર નવાર આપ્યા કીધાથી રોજગાર ટુંક ટુંક ચાલવા લાગ્યો. અમે જોયું કે એ જગ્યામાં મુંબઇના તે વખતનાં આંગલી પર ગણાય તેટલા "ઓનરેરી" તથા ઉંચી "ઓરડીનરી" સાઇકલો પર ફરનારા જવલેજ આવવાનું પસંદ કરતાં. તેઓ પોતેજ વેલાતથી સાઇકલો મંગાવી વાપરતાં: આથી થોડી ઘણી હીમ્મત પકડી ગીરગામ પોરચ્યુગીઝ ચર્ચની સામે એક નાની દુકાન તે વખતના નજીવે દામે બાડે લીધી. સમાર કામ કરવા માટે અને ઘરાકોને કીફાયતે કામ કરી આપવા માટે પગથી ચલાવવાનો લેથ, દરીલીંગ મશીન વગેરે નાના ઓજારો પણ આણ્યાં, અને તેની સાથે હેતું વધ્યું! પણ જેવણનું નામ મી. ખરેઘાટ! અમો બન્ને ભાઇઓની ઉતકંઠા અને હીમ્મત જોઇ પોતે વધુ રકમ ધીરી, અને ખોટમાંથી બચાવવા ઇંગલંડથી વેચાઇ જાય તેવો થોડો સામાન પણ મંગાવવા સલાહ આપી, અને શરૂઆત દાખલ મેસર્સ લાયન એન્ડ કંપની પર પોતે કાગળ લખી અમો જે મંગાવ્યે તે મોકલવા લખ્યું. આથી અમોને વધુ હીમ્મત આવી. સ્ટીલ બોલ્સ, સ્પોકસ, ફ્રાનસીસ વગેરે પરચુરણ સામાન ઇંગ્લંડથી આવ્યો, અને જુજ નફે તે સપાટામાં વેચી પણ કાઢ્યો. આથી રફતે રફતે વધુ ઓરડરો ગયા અને છેલ્લાં વધુ કરજ કરી હીમ્મતવાન બની ઇંગ્લાંડમાં તે વખતે "સેફ્ટી બાઇસીકલ" (હાલ જે ફરે છે તે ઘપની) નામની નીચી સોલીડ ટાયરની ત્રણ બાઇસીકલો મંગાવી, અને જાહેર ખબરની બરકતથી ઝટ તે થોડે નફે વેચી પણ નાખી. હાલની એ સેફ્ટી બાઇસીકલ મુંબઇમાં પેહેલ વેહેલા દાખલ કરી જાહેર વેચનાર દાખલ અમો વાચ્છા બ્રધર્સજ હતા. ત્યાર પછી કુશન ટાયર્સવાલી બાહેર પડી કે તે પણ પેહલ વેહેલાં અમેજ મંગાવી વેચી અને છેલ્લાં દમલ ન્યુમેટીક ટાયર (હાલ છે તે) વાલી અને સૌથી છેલ્લામાં છેલ્લા સુધારાવાલી બાઇસીકલો દાખલ કરવાનું માનપણ વાછા બ્રધર્સનેજ મલ્યું. વાંચનારને અહીં જણાવવું જોઇએ કે ઇંગ્લાંડમાં સાઇકલ ધંધાને લગતાં "ધ સાઇકલીસ્ટ," "આઇરીશ સાઇકલીસ્ટ," "બાઇસીકલ ન્યુઝ" વગેરે પેહેલ્લે નંબરે ગણાતાં વર્તમાન પત્રો અમો ખરીદતા હોવાથી તે વાંચી છેલ્લામાં છેલ્લી સુધારાવાલી સાઇકલો અને સામાન મંગાવવાનું તદન સવલ થઇ પડયું હતું. પાછલથી "ધ સાઇકલીસ્ટ" પેપર સાથે વધુ ગાઢા સંબંધમાં આવ્યાથી મુંબઇના ખબરપત્રી દાખલ પણ આ લખનારે લખાણો કીધાં હતાં. બદલમાં તેનું સારું દામ દર ત્રણ મહીને બે શાકલીકો મોકલતા હતા, એટલુંજ નહી પણ આ લખનારના પુછાવ્યાથી વારંવાર સરસ માલ માટે ખબરો આપતા હતા. એ વખાણવલાં અઠવાડીક વર્તમાન પત્રની ઓફીસમાં મી. લીયમેન કરી ગ્રણો

બાહોશ એન્જીન્યરીંગ સાઇકલીસ્ત હતો, તેની સાથે અમે ગોઠવણ કીધી, જેની રૂએ ઇંગલંડથી આવતી અમારી દરેક સાઇકલો તે તપાસી પાસ કરે નહી ત્યાં સુધી રવાના કરવી નહી, કરી વખણાયલા બનાવનારાઓ છતાં તેમની સાથે ગોઠવણ કીધી હતી. આ વધુ અનુભવ મલતાં દેશને લાયક કેવી બાઇસીકલો જોઇએ તેની બારીક બારીક વીગતો મી૰ લીચમેન પર રવાના કરતાં ગયા હતા, અને જણાવવાને ઘણો ખુશી છું કે તદન પ્રમાણીકપણાથી આ ઇંગ્રેજ બચ્ચાએ કામ કરી ઘણી વખત અમોને છેતરપીંડીથી બચાવ્યા હતા. સરસ સાથે સસ્તી બાઇસીકલો વેચવાનું માન જે વાછા બ્રધર્સ પોતાના ધીકતા વખતમાં ધરાવતા હતા, તે એવી ગુપ્ત ગોઠવણોને લીધે હતું. અલબતાં! દરેક સાઇકલ દીઠ મી૰ લીચમેનને ઠેરવેલું દામ મલ્યું જતું હતું.

કાંઇ નહી તો સાઇકલોમાં દર વરસે કાંઇને કાંઇ સુધારો થયા કરતો. તેને લીધે સામાનમાં પણ તેમજ થતું: એટલે બન્યું એમ કે મોટા જથ્થામાં અમો હવે દર મેલ સ્ટીમરમાં છેલ્લામાં છેલ્લી ઢપની અને ખાસ બનાવેલી સાઇકલો તથા સામાન મંગાવતા હોવાથી આગલી ઢપના સામાનનો વધારો થતો ચાલ્યો, યાને ટુંકમાં કહીએ તો તે બધો રદી થાય યા ખોટ ખાઇ વેચવો પડે! આ પાછલો માર્ગ વધુ સારો હતો, એમ અનુભવથી પાછલથી જણાયો. અમારો વેપાર હવે બહુ ખીલતો ચાલ્યો. અમારે ખરચે જાહેર ખબરો પછવાડે ખરચ પણ વધતો ચાલ્યો હતો. અવાર નવાર વેલાતના સાઇકલ કારખાનાંઓ તરફથી મલતાં જબરાં મોટાં વોલપેપરો મુંબઇ, પુના, વગેરે ઠેકાણેની દીવાલો પર ચીટકેલાં નજરે પડતાં હતાં. વળી અમોએ "ઇન્ડીઅન સાઇકલીસ્ટ" નામનું ઇંગ્રેજી વર્તમાનપત્ર પણ મી૰ એલીસની કસાયલી કલમ હેઠળ કેટલોક વખત પ્રસીદ્ધ કીધું. એ ઉપ્રાંત ધંધાના વધારા અરથે "સાઇકલીસ્ટસ હેન્ડ બુકસ" તથા "પોકેટ બાઇર બુકસ" પણ પ્રસીદ્ધ કરતા ગયા હતા. ઇંગ્રેજી તેમજ ગુજરાતી જુદાં જુદાં પેપરો આખાં હીંદુસ્થાનમાં અમારી જાહેર ખબરો ફેલાવતાં હતાં, તેમાં "પાયોન્યર" પત્ર જાહેર ખબરોની બાબદમાં "સીવીલ એન્ડ મીલીતરી ગેઝેટ" પેઠે સરસ માલમ પડયું હતું. હવે "કોન-બેરીંગ્સ" ને બદલે "બોલ—બેરીંગ્સ," ઝડપી ચાલ માટે, શોધી કાઢવામાં આવી કે તરતજ વાછા બ્રધર્સની સાઇકલો પહેલ વહેલી તે યુક્તી સાથે ફરતી થઇ. મુંબઇમાં પ્લેગના પેહેલ્લા કાતીલ હલ્લા વેળા વેચાણની બાબદમાં અમોને ઘણું જોર મલ્યું. તેનો સબબ હતો. સાઇકલો મજબુત અને ઝડપી ચાલની આવવા લાગી, અને લોક દુર પરાંઓ તથા બીજે ઠેકાણે નાહસ્તા ફરી વરવા લાગ્યું; એટલે જલદીથી ઓછે ખરચે લઇ જવાનું સાધન કુદરતી રીતે સાઇકલો હતાં. અમો બાઇઓ પણ તે વખતે દર સાંજે એક સ્પેશ્યલ ટ્રેન જતી તેમાં બેસી ખંડાલે જતા, અને જરૂર જણાય તો બીજે દીને સહવારની ટ્રેનમાં ઉપડી પાછા મુંબઇ આવતા. આ વખતે મેસર્સ એસ. આર. નોરમન કંપની (બુક સેલર્સ)ને મુંબઇમાં વેચાણ કરવાનું કામ સોંપ્યું હતું, જેના ધણી મી. લીચ પણ દરરોજ અમારીજ પેઠે લોનોલા જતા અને બીજી સહવારે મુંબઇ આવવા ઉપડતા. ભલો અને પ્રમાણીક ગ્રહસ્થ આ મી. લીચ હતો. ખંડાલે બેઠા બેઠા અમો બાહેર ગામના ઓરડરો બર્જા લાવતા હતા, અને નાણા સંબંધી વહીવતનો મોટો ભાગ ત્યાંજ થતો. પણ એ ભયંકર રોગની કારી મોસમ વખતે પણ અમો એટલા તો વખતસર ઇંગ્લંડ તેમજ અમેરીકામાં નાણું રવાના કરતા કે તે વખતથી ત્યાંના કારખાનાવાલાઓનો અમો પર વીસ્વાસ સંપુર્ણ બેસી

ગયો, તે એટલા સુધી કે અમેરીકાની સીકેગો ખાતેની મેસર્સ ગોરમલી એન્ડ જેફેરી કંપની તો અમો માંગે તેટલી પ્રખ્યાત "રેમ્બલર" તથા "આઇડીયલ" બાઇસીકલો, જી. એન્ડ જે. ટાયર્સો, તથા બીજો પરચુટણ સામાન બેધડક મોકલી આપતા ગયા અને અમો વેચાણનાં જેવાં નાણાં આવે કે તેમના માંગ્યા વગર મોકલી આપતા ગયા. ત્યાર પછી એ પ્રખ્યાત ખાનગી પેઢેડી જાહેર લીમીટેડમાં ફેરવાઇ ગઇ, અને આ નવી કંપનીએ મુંબઇના અમારી હરીફ પેઢીને પણ પોતાની સાધારણ બનાવેલી સસ્તી બાઇસીકલો પુરી પાડવાથી અમોને ભારે ખોટ જવાથી અમારા વચ્ચેનો સંબંધ અમે તદન તોડી નાખ્યો. જો કે ત્યાર પછી સોરાબજી જ્યારે યુરોપ, જાપાન તથા અમેરીકાની મુસાફરીએ ગયા ત્યારે મી. જેફરીએ પોતાને ત્યાં ઓહોંચ કરી લઇ જઇ ઉતારો આપ્યો હતો, એટલુંજ નહી પણ જાતે જુદા જુદા કારખાનામાં લઇ જઇ સર્વ દેખાડવા તથા ઓળખાણ કરાવતા, તેમ પ્રખ્યાત શોધક મી. એડીસન સાથે પણ કરાવ્યાથી તે પ્રખ્યાત શોધકે જાતે મારા એ ભાઇને પોતાનું ગંજાવર કારખાનું દેખાડયું હતું. કેવા અમીરી ખવાસનાઓ! સીકેગોના સાઇકલીસ્ટોમાં અતી પ્રખ્યાત થયલાં અઠવાડીક મોટાં ન્યુઝ પેપર "રેફરી" એ તો "રેમ્બલર" બાઇસીકલોના હીંદુસ્થાનના એજન્ટો દાખલ સેજ વીવેચણ સાથે અમો બન્ને ભાઇઓની છબી પણ છાપી હતી.

એક વખત એવો આવ્યો કે જુની પેતરનની સેકંડ હેન્ડ સાઇકલો સસ્તે ભાવે અમોને પાછી આપી, વધારાના રૂપ્યા આપી, તેના બદલામાં નવી ઢપની સાઇકલો લેવા ઘરાકો આતુર બન્યાં. હવે તે વેળા અમો પાસે જથ્થો પણ ઘણો થયલો ને નાણાંની સગવડતા માટે તેમ કર્યા વગર છુટક રહયો નહી. હરીફાઇ પણ વધતી ચાલી. એક વખત એવો હતો કે હીંદના જુદાં જુદાં અઢાર શહેરોમાં અમારી એજન્સીઓ યા બ્રેંચો હતી. એમાંની ત્રણ શીવાય સર્વ આફત કારક નીવડી. જયાં સુધી જાતી દેખરેખ નહીં હોય ત્યાં સુધી બ્રેંચીસ યા એજન્સીઓ રાખવી એ બેવકુફઇ ભર્યું હુ સમજું છું. આપ મુઆ વગર સ્વર્ગે નહી જવાય, તે હમેશાં નવા ધંધાદારીએ ખુબ ધ્યાનમાં રાખવું. જે ચીજો ઝટ વેચાઇ જતી હોય તેતીજ, પણ ઉમદામાં ઉમદા કીમ્મતની અને જેટલી નફે વેચવાનો નીયમ ધ્યાનમાં રાખી, મંગાવવી. હદ ઉપરાંત મોટા જથ્થામાં, સસ્તી પડશે યા આસ્તે આસ્તે વેચાશે, એ નીયમ પર કદી અમલ કરવો નહી. નહીંતર છેલ્લાં ભારે ભારે ખોટના વમળમાં અગારી પેંડ આવી પડવાનો સંભવ રહેશે. રીતસરની ટુંકી જાહેર ખબરો ભળતા દીવસો પર વર્તમાન પત્રોમાં આપ્યા કીધાથી આખરે ફાયદો થયા વગર રહેતો નથીજ. ઉધાર આપવામાં અખાડા કરવા. એવા ઉધાર ધંધાથી લાખ ઉપર રૂપ્યા, મુખ્ય કરી તવંગર, દેશીઓ ખાઇ થયા. સાતસો રૂપ્યા યુરોપીયનોએ ખાધા. હું ઉપર લખી ગયો તેમ સેકન્ડહેન્ડ સાઇકલોના "ઢોબલાં" વધતાં ચાલ્યાં, પણ તેજ વખતે ભાડે લેનારાંઓનો વર્ગ પણ નીકળ્યો. કારખાનું હવે વધી ગયું હતું અને તે કવીન્સ રોડથી ગીરગામ મેસર્સ કમુજાફરની પેઢેડી પાસેના બે મજલાંવાલાં ઘર તથા તેની પાછળના મોટાં કારખાનામાં આવેલું હતું, તેથી હરકત જેવું જણાયું નહી. ચાલીસથી પચાસ સાઇકલો દરરોજ ભાડે જાય. વળી પારસી જીમખાનામાં અમો બન્ને ભાઇઓ લાઇફ મેમ્બરો: એટલે કેટલાક મેમ્બરોના આગ્રહથી "સાઇકલ હોકી" ની રમત શરૂ કરવામાં આવી. આ સાઇકલનો મોટો ભાગ અલબત્તાં રમતને ઉતેજન આપવાના ઇરાદાથી નજીવાં દામે ભાડે હતો, એટલે જબર દસ્ત ભાંગ ટુટો થતી તે અમો ખોટે સંભાળી લેતા. દુકાન યા કારખાનાની અમારી ટુંક ગેરહાજરી

દરમ્યાન ભાઇ જહાંગીરજી તથા મેનેજર સંભાળી લેતા હતા. અમારા આ મરહુમ સાહેબને પણ વર્તમાન પત્રોમાં ચર્ચા પત્રો લખવાનો બારે શોખ હતો. હું લખતાં વીસરી ગયો કે સાઇકલ તથા મોટરકારોના કારખાનાનો વધુ અનુભવ મેળવવા ભાઇ સોરાબજી વાછા ઇંગ્લાંડ ગયા ત્યારે ત્યાંની તે વખતની પ્રખ્યાત સાઇકલ એનજીનીયરીંગ એશોશીએશને એશોસીએટેડ મેમ્બર દાખલ તેઓને ચુંટી કાઢી મોટું માન આપ્યું હતું, કે જે માન પારસીઓમાં મેળવનાર તેઓજ પહેલવા હતા. ત્યાર પછી એટશ્રીટનની એશોશીએશન ઓટોમોબાઇલના નામે ફેરવાયલી છે. યુરોપ અમેરીકા તથા જાપાનના એ પ્રવાસ દરમ્યાનના અનુભવથી ગેસથી ઇનેમલીંગ કરવાનું, નીકલ પ્લેટીંગ કરવાનું, તથા બાઇસીકલો બનાવવાનું કામ પહેલ વહેલ્લું, કાંઇ નહી તો મુંબઇ ઇલાકામાં, ખાનગી પેઢી દાખલ વાછા બ્રધર્સે શરૂ કીધું. અલબતાં, ટાયરો, સાંકળો અને સરસ સ્તીલ ત્યુબીંગના કટકાઓ ઇંગ્લાંડ તથા અમેરીકાથી આવતા. ઝડપી ચાલની અને છેલ્લી ઢબની "રોયલ ઇન્ડીયન" બાઇસીકલો ટકાઉદાર બની ખરી, પણ ઇંગ્લંડ તથા અમેરીકાના ભાવો સાથે મુદલ પોશાઇ નહી. વેલાતના બનાવનારાઓ પણ ઉપલા ત્રણ ભાગો આઇતા લઇનેજ બનાવે છે. એ ઉપરાંત નવાં નીકળેલાં ફ્રાનસો માટે "કાલસ્યમ કારબાઇડ" તથા મુંબઇમાં પહેલ વહેલ્લી પેતરોલથી ચાલતી ગાડી દાખલ કરનાર પણ વાછા બ્રધર્સજ હતા. એની ત્રણ વરસ અગાડી મેસર્સ મેફર નેવ્યુ એન્ડ કંપનીએ વીજળીથી ચાલતી ત્રણ કારો મુંબઇમાં ફેરવી હતી. અમે નવી નીકળેલી પેત્રલથી ચાલતી ચાર પઇડાંની ગાડી મુંબઇના રસ્તાઓમાં ફેરવી તો ખરી, પણ એના પેત્રલ બળતણના તેલ માટે મહા મુશીબત અમોને નડી હતી. તે વખતના કાયદાને લીધે પેત્રલના દબ્બા ઇંગ્લંડથી એન્તવર્પ મોકલવામાં આવ્યા, અને ત્યાંથી મુંબઇના બાગમાં આવ્યા તો સફર દરમ્યાન અરધાથી વધુ જથ્થો ગળતર થયલો યા ઉડી ગયેલો હતો. વળી કસ્તમની પોથીમાં "પેત્રલ" શબ્દ લખાયલો નહી, એટલે નામવર સરકારને અરજી કરી "હાઇલી ઇન્ફ્લેમેબલ સ્પીરીત"ના મહાલાં હેઠળ લાંબી મુદતે પાસ કરાવી શકયા તે વખતે બાર રૂપે ગ્યાલન ભરવા પણ અમોને ખોટના ખાડામાં ઉતરવું પડયું સરકારે ત્યાર પછી કાયદામાં સુધારો કરી આયાત કરવામાં સવલતા કરી હતી. શનીવાર તા. ૮ મી ડીસેમ્બર ૧૯૦૦ ના "અખબારે સોદાગર"માં છપાયલું કે "બાઇશીકલના વેપારમાં જાણીતા થયલા મેશર્સ વાછા બ્રધર્સના ગીરગામમાં આવેલા દુકાનમાં હાલ ઇંગ્રેજી બનાવટની એક નવી ઢબની મોટર ગાડી રસ્તે ચાલનારાઓનું મોટું ધ્યાન ખેંચે છે." જામે જમશેદ એજ તારીખના અંકમાં લખે છે કે "બાઇસીકલના અત્રેના સઉથી ચહડતા દુકાનદારો મેશર્સ વાછા બ્રધર્સને ત્યાં છેલ્લી ઢબની 'મોટર ગાડી' આવી છે... આવતાં અઠવાડીયામાં ફરતી થવાની વકી રખાય છે."

એ ઉપરાંત જાહેરમાં અમો સાઇકિલ–સરતો ઉભી કરાવતા. વળી બે પઇડાં વાળી, પણ એકેક પાછળ પાંચ જણા બેસી ચલાવે તેવી, લાંબી "જેમ્સ ક્વીન્ટ" નામની બાઇસીકલ પણ મુંબઇના રસ્તાઓમાં ફેરવતા, જે પણ ઘણું ધ્યાન ખેંચતી હતી. ત્યાર પછી આ ચલાવનારાઓએ "રેમ્બલર કલબ" ઉભી કાઢી, જેની મુખ્ય નેમ દાની, રવી, તથા બીજા તહેવારો પર સાઇકલો પર ભાતું બાંધી મુંબઇ બાહેર "સહેલ" કરવાની હતી.

પણ હદ બહેર ઉધાર માલ આપ્યાથી, નવી ચાલુ શોધોને લીધે આગલો મોટા જથ્થામાં આવેલા સામાનનો (રદી) જથ્થો વધવાથી, નાણાંની કાટાઇ, નાદરસ્ત તબ્યત, વધ કામદારોની પેરવીઓ, વગેરેને લીધે એક વખતની આ ધીકતી પેઢી બંધ થઇ. હું

લખતાં વીસરી ગયો કે અમારા બાઇ જેહાંગીરજીના ગુજર્યા બાદ તા. ૧૮ મી આગસ્ટ ૧૯૧૬ માં બાઇ સોરાબજી પણ બેહેસ્તનશીન થયા. ત્યાર પછી કેટેક વરસ હાલની "સીનેમા મેજેસ્ટીક" વાળી પ્રોપર્ટી જગ્યા પર પેઢી પાછી સારા રાહ પર આવતી ગઇ, તેટલાં એ ભાડેની માલકતના વેચાણને લીધે, અને રેન્ટ એકટની ગેરહાજરીને લીધે, થોડે દુર ગાયવા-ડીમાં કારખાનાને લઇ જવું પડયું. અહીં બેવફા કામદારોથી કાયર થઇ નાદરસ્ત તબ્યતને લીધે તે ચલાવવા બીજાને માસીક દરે ભાડે આપ્યું, પણ તે કંપનીએ છોડી દીધાથી વધુ નાદરસ્ત તબ્યતને લીધે આખરે કાઢી નાખવું પડયું. અમારા ધીકતા વખતમાં સાઇકલ ચલાવનારા સરકારી યુરોપીયન તેમજ દેશી ઓધેદારોમાંના ઘણા ખરા, તેમજ ભાયખલા કલબ અને યાત કલબના મેમ્બરો, તેમજ જાણીતાં શહેરવો અને બાનુઓ અમારાંજ ઘરાકો હતાં એમ કહેવું ખોટું નહી ગણાશે. સાઇકલો ભાડે ફેરવવામાં જે મોટી ખોટ આવી, તે પાછલથી જણાઇ આવેલી દગાબરી લુચ્ચાઇને લીધે હતું. તે એ કે દરરોજનો રૂપીઓ યા દોઢ રૂપીઓ આપી કેટલાક હીંદુઓ તથા મુસલમાનો લઇ જાય. કારખાનાનાં હીંદુ મુસ્લીમ કામદારો તેમને ઓળખે; પછી ઘરે લઇ જઇ યા હરીફ ધંધાદારીને ત્યાં લઇ જઇ અંદરની બાર પંદર રૂપીઆવાળી નવી ટયુબો કાઢી લઇ અંદર જુનો મુકી સાઇકલ પાછી સાંજે યા સહવારે પાછી આપી જાય, ને લુચ્ચા કામદારો પાછી નવી ટયુબો મુકી બાગીદારીનો ધંધો ચલાવે. માટે ભાડે ફેરવનારાઓએ એ બીના પણ ધ્યાનમાં રાખવાની છે. આ હેવાલમાંથી પુરતો ખોરાક ધંધામાં જીપલાવનારા નવાઓને મળશે, એવી આશાથી ખાસ લખ્યો છે.

---

# સખુનોની સીફત.

અંદરીમાન નામનો એક તવંગર શખ્સ પાદશાહ કએ કાઉસના અમલ દરમીઆન માજનદરાન તરફ રહેતો હતો. રાત્રીએ કેટલાક શખ્સોના પગલાં સાંભળી તે તેમના આવ્યાની મતલબ સહમજી ગયો, અને પોતાની ઉંઘરેતી બાયડીને જગાડી તેણીના કાનમાં કહ્યું: "હું જાણે ભર ઉંઘમાં પડયો હોઉં, તેમ ઢોંગ કરીશ, અને તું જાણે ઉંઘમાંથી ઉઠાડતી હોય તેમ સીફત લગાડજે, અને એવા મહોટે સાદે મારી સાથે વાત કરજે કે ચોરો તે બરાબર સાંભળે! મેં દોલત કેમ જમા કીધી તે તું આગ્રહ માંગજે, અને હું નાનો જવાબો વાળું, તો છતાં તું તે જાણવાની હઠ લેજે!"

ધણીઆણીએ તેમ કીધું, પણ અંદરીમાને જવાબ આપ્યો: "મેં તુંને કેટલી વખત ના કહ્યું કે એ સવાલ કોઇ દી તારે પુછવો નહી? મુંગી મુંગી ખાઇ પી મજાહ કર! જો તુંને ખરો જવાબ પણ આપું, છતાં કાં નહી કોઇ સાંભળે? દીવાલને પણ કાન હોય છે તે કહેવત શું તું વીસરી ગઇ? એથી આપણા બાબમાં કેવું માઠું પરીણામ નીપજે તેનો તો તું જરા વીચાર કર!"

આથી ધણીઆણીની જીભલડી કાતરની માફક અરેચર ચાલી. આખરે તેણીથી કંતલાઇ ગએ હોય તેમ અંદરીમાન બોલ્યો: "તમો બઇરાંઓથી તો હાથ જોડયા! બાયડી, હાથ જોડયા! પણ ડાહ્યા માણસોની શીખામણનો તો તું જરા વીચાર કર! કોઇ દી આપણો ભરમ ખોલવો કહેલો નહી કરી તેઓ શું નથી જાણી ગયા?"

"તું મને પોતાની બાયડી ગણે છે કે કોઇ બીજી ?"

"પ્યારી મારી! ખોદા ખાતર ધીરી પડ! તું મારી કેવી લાડકવાઇ છે તે તો તુંને પુર માલમ છે! હું તુંને કહેવા કાંઇ:ના પાડતો નથી, પણ કદાચ કોઇ બીજો મહરમ તેનો જાણનાર હોય તો! સ્ત્રીની જાત! હુશીઆરી દેખાડવા વળી કોઇ આગળ તુંજ બોલે!"

"પ્યારા! હું કબુલાત આપું છું કે આ જીભ પરથી એ બાબદનો એક સુખન વટીક બાહેર નીકળશે નહી."

"બાપરે બાપરે! આ પીડા કયાંથી પગે વલગી, જો તુંને જાણવાનોજ શોખ છે તો સાંભળ! આ મારી સઘળી દોલત ફક્ત લુટનું પરીણામ છે! એક ચોક્કસ કીમીઉ મારી પાસે છે: તેની મદદથી ચાંદરણાની રાત્રીએ જ્યારે માહતાબ પુર રોશનીથી રોશન બને છે ત્યારે ગુપચુપ હું તવંગર શખસોના ઘર બાહેર ઉભો રહું છું અને એ સીઆમક! સીયામક! સીયાયામક'! શબ્દો સાત વખત માહતાબ તરફ મ્હોં કરી અને તે તરફ હાથ લંબાવી, બોલી, ઝરૂખા ભણી નજર ફેરવી રાખી, પાછો સાત વખત 'સીઆમક! સીયામક! સીયાયામક!' બોલતો કુદકો મારું છું કે આબાદ તે ઘરમાં પેસી જાઉં છું, અને ત્યાર પછી ત્યાં પણ સાત વખત એ હીમીઆગરી શબ્દો ઉચ્ચારું છું કે અમસાબાંની સર્વ છુપાવેલી દોલત મારી ચશમ સનમુખ ખુલ્લી થાય છે! એમાંથી મન પસંદ ઉપાડી લઇ બારી વાટેથી 'સીયામક! સીયામક!' શબ્દો બોલતો ઉપાડેલી લુટ સાથે ભુસકો મારું છું અને સલામત અહીં લાવું છું. એ શબ્દોની કરામતથી કોઇ મને વળી દેખી પણ શકતું નથી અને મારી પર કોઇ શક પણ લાવતું નથી! આ પ્રમાણે આપણી દોલત વધતી જાય છે. પણ પ્યારી! કોઇ આગલ એ ભરમ ખુલ્લો કરતી ના, નહીંતર આપણી પોતા પર આફત વરસશે!" દાનાવો કહી ગયા છે કે જુની બદમાસો, જુગારીઓ, વગેરે, ઘણાં ખરાં વેહેમી હોય છે અને બાજે વખત અસંભવીત વાતો પર ઇતબાર રાખે છે! તેજ મુજબ છુપાયલા ચોરોના બાબમાં પણ બન્યું. વગર મેહેનતે અને પકડાવવાની કશી ધાસ્તી વગર આઇતું કમાવવાનો આવો કારગત ઇલાજ સાંભળી ઘણા ખુશી થયા. ઘરમાંના સર્વેને ખાબમાં ગીરફતાર થવાની વાર જોતા તેઓ સંતાઇ બેઠા. આખરે જ્યારે હાલ ચાલ અને વાતચીતનો મુદલ અનસારો જણાયો નહી કે ચોરોના સરદારે (સ્વરાજ બદલ) "સીઆમક! સીયામક! સીયામક!" બોલતો ઉઘાડી બારીમાંથી મકાનમાં ભુસકો માર્યો કે તે બાજુ મોટી દાગ સાથે ભરાઇ બેઠેલા અંદરીમાને ચોરના સરદારના ખભા પર ફટકો લગાવી કહ્યું: "આતલાં વરસ સુધી શું તમો હરામખોરો માટે મેહેનત કરી મેં મીલકત જમા કીધી કે? એક શબ્દ પણ જો બોલ્યોચ તો તરત તારો જીવ લઇશ!" એટલું બોલી તેના હાથ પગ લુગડાથી બાંધ્યા આ પ્રમાણે ઓરડાની અંદરનો મામલો હતો ત્યારે સરદારની વાર જોઇ બીજાએ પણ પેલા શબ્દો ઓચરી ઓરડામાં ઝંપલાવ્યું, કે તરતજ દીઠેલું અને ઘર ધણીઆણીને હાથે બંધીવાન! આ પ્રમાણે પાંચેક જણા અંદર સપડાઇ ગયા. આખરે શક જવાથી બાકીનાઓ ત્યાંથી નાઠા.

સહવારું પોહોર ફાટતાંજ દુર આવેલી પોલીસ ચોકી પર ઘોડેસ્વાર થઇ અંદરીમાનની પરઓતર નીકળી પડી અને રૈયતના રક્ષકોની મદદ લાવી પેલા પાંચે જણાઓને રાજને સ્વાધીન કીધા. વધુ તેહેકીક કરતાં તો રાજ સામે અજ્ઞાન રૈયતને ઉશ્કેરી મેલનારા ભગતો નીકળ્યા, કે જેમને શુંઢી કાઢવા પોલીસ કેટલંક થયું મંડેલોજ હતી.



# અજબ આદમ.

ગર્મસીર બારીસ્તાનની દક્ષીણે આવેલા ઇરાની અખાત યાને ઇરીથ્રીયમની બાજુએ અરબસ્તાનના કીનારા આગળ એક દીને એક માછી જાળ નાખી માછલાં મારતો હતો. ત્યારે તેણે પોતાની જાળ અતીશય ભારે દેખાવાથી ખુશી થયો કે જબરદસ્ત માછલી સપટામાં આવ્યાથી તે દીવસે તેનું નશીબ ફરી ગયું હતું. સઘળું જોર એકઠું કરી ઉમંગથી તેણે કીનારા પર તે ખેંચી. પણ જબર દસ્ત માછલી યા સંખ્યાબંધ માછલાંઓને બદલે માણસાઇ આકારનું એક જાનવર જોઇ તેના ગભરાટનો પાર રહ્યો નહી. માણસાઇ આકારના આ જાનવરના દરેક ભાગ પર ખીચોખીચ બાલ હતા. તગુમગુથી તેણે તે જાળમાંથી છોડવ્યું. પણ તે નીરદોષ જણાવાથી પાળેલાં જાનવરની પેઠે ઘરે લઇ જઇ ઉધાર્યું. " હાઉસ ! હાઉસ ! " શીવાય તે કશો શબ્દ બોલતું નહી હતું, તો પણ તે અતીશય નરમાશ વાળું અને મળતાવડા સ્વભાવનું જણાયું. આ માછી પાસે સારી જેવી પુંજી હોવાથી પોતાનાં પાળેલા જાનવરો અને પક્ષીઓની સંભાળ લેવાનું કામ તેને સોંપ્યું.

બન્યું એમ કે એક દીને તદન હથીયાર બંધ થઇ આશરે સો ઇરાનીઓની એક ટુકડી ત્યાં જઇ લાગી, અને બકરાં મેંઢાના ટોળાંને હંકારી લઇ જવા લાગી. પાસબાન દાખલ ચોકી કરતા હાઉસ પાસે ફકત એક દીગોલું હતુ, છતાં તેણે પેલી ટુકડીને ઇશારત કરી ધારેલાં કામથી હાથ ઉઠાવવા કહ્યું; પણ તેના અકુદરતી દેખાવ જોઇ તે ટુકડીના માણસો હસવા અને મશ્કરી કરવા લાગ્યા. બે જણા તેની નજદીક ગયા તો દીગોલાનો સ્વાદ ચાખી મરણતોલ ભોંયે પડ્યા. હવે ટુકડીની શુદ્ધ ઉઘડી. તેઓ તેની પર ધસારો લઇ ગયા; પણ આ પાસબાનની ચંપળતા અને ચંચળાઇથી તેમનામાંના કેટલાક આજેજ થઇ મરણ તોલ ભોંયે પડ્યા, જયારે લગભગ અરધો સંખ્યા મરણ પામી ત્યારેજ તેઓ દેહસ્થ ખાઇ નાઠા.

હથીયારબંધ ટુકડીની નાશભાગથી માછી અને તેના પાડોશીઓનું ધ્યાન ખેંચાયું અને તેઓ ચારો વાળી જગ્યા આગળ જઇ જોય છે તો નજદીક પચાસ હથીયાર બંધ માણસો મરણ પામેલા ! તેમના સર્વ જીનતા ઘોડા તથા શરીર પરની અસંકેઆમતનો ધણી હાઉસ થયલો દીઠો. દેશના રવાઇઆ પ્રમાણે જીતનાર હાઉસ એ સર્વ અસબાબનો માલેક તે થયો હતો. તેની સામે કોઇથી બોલાય તેમ નહી હતું. આથી પૈસાના લાલચુ એક આરબે પોતાની એક ખુબસુરત બેટીને તેની સાથે નેકાહ કરાવવા વીચાર કીધો. હાઉસની મરદાનગીની વાત ટુંક વખતમાં આખા કોસ્તાના ગામોમાં પ્રસરી રહી અને આફરીનના શબ્દો સીવાય બીજું કાંઇ સંભળાતું નહી. તેથી ગામડાના પેલા આરબની બેટીને આ બેહાલ સામે વાંધો નહી હતો. ધામધુમ સાથે તેમના નેકાહ થયા કે જેવી ધામધુમ તે ગામડાંએ કવચીતજ જોઇ હશે. નેકાહ વખતે પોતાના હમનબરદ ઇરાનીનો સઉથી કીમ્મતી પોશાક તેણે પેહેરીઓ, અને પકડેલા ઘોડાઓમાંથી સર્વથી સરસ ઘોડા પર તે સ્વાર થયો. તે હવે ઘણો શોભાયમાન દીસ્યો. અને ગમતી ચાલાથી જે નવજવાન ગામડબનો તેની ઘણીઆણીની દયા ખાતાં હતાં તેઓ હવે અદેખાઇ કરવા લાગી. આ નેકાહથી જોરાવર બાંધાના બાર બેટાઓ જનમ્યા, જેમ કે જોરાવરી અને કદરતાથી સદીઓ સુધી તે કીનારા આગળ તરેહવાર દંતકથાઓ ઉભી થઇ, અને સ્ત્રીઓ તથા વહાણવતીઓ બનતાં સુધી તેમનાથી દુરના દુર રહેતા હતા. સાર—કદરતાથી પણ આ જગતમાં નામના બોલાય છે. પણ તે ધીક્કારને પાત્ર મનાય! દાખલા તરીકે જમશેદ પાદશાહના વખતનો ઝોહાક, ઇટલીનો નીરો, પોર્ટુગલનો પેદ્રો, હીંદનો ટાંડુ પંત યાને નાના સાહેબ !